કુટુંબની છે એ તીવ્રભાનને લીધે, સામા માણસના ખ્યાલમાં પણ ન હોય, એવી જરા જેટલી વિવેકની ભૂલ એને ખૂંચી રહેતી: એટલું જ નહિ, એ હમેશાં ઇચ્છતી કે મારું જ ધાર્યું થવું જોઈએ.

બીજું આ પદને સ્થિર કરવા માટે એણે હમેશાં પ્રગતિશીલ સ્વભાવી રહેવું જોઈએ. એટલે એ કોઈ પણ વિષય પરના પોતાના વિચારો અત્યંત ક્લિષ્ટ બનાવી દેતી. એ ટેવ એટલે સુધી ઘર કરી ગઈ હતી તે નોકરો પાસે પણ સ્પષ્ટ ન બોલતાં પ્રશ્નને કાંઈક ગુંચવાડામાં નાખી દેતી. ઉદાહરણ તરીકે કોલેરાની હવાને લીધે દૂધનું બહુ ધ્યાન રાખવાની જરૂરિયાત હોય તો એ 'મેડિકલ પોઈંટ'થી માંડી છેક આર્થિક પ્રશ્ન સુધી એ પ્રશ્નની એટલી ઝીણી છણાવટ કરતી કે એક કલાકને અંતે નોકર એની હાજરીમાંથી ખસતો ત્યારે કારકુનને જઈને પૂછી આવતો કે પાણી ઊનું કેવુંક કરવાનું છે તે ભાઈશા'બ જરાક બતારજો. આટલી બધી નાની વિગતમાં ઊતરવાના એના સ્વભાવને પરિણામે એની ભૂલો અત્યંત ગંભીર પ્રકારની થતી.

વિજયાએ લક્ષ્મીને પસંદ કરવામાં સાધારણ રૂપ જોયું એમાં પણ આ જ માનસ કામ કરતું હતું. એના લઘુગ્રંથી સ્વભાવને કોઈનું અસાધારણ રૂપ ગમે એ અશક્ય હતું.

રૂપની પણ શ્રેષ્ઠતા આવે એમાં પદ હાનિ! એટલે એણે લક્ષ્મીને બધી રીતે ઠીક માની પસંદ કરી!

પણ લક્ષ્મીની વાત તદ્દન નિરાળી જ હતી. એ છોકરી રૂપમાં સાદી હતી એ ખરું પણ એનામાં માણસને આકર્ષી

રાખવાની શક્તિ ગજબની હતી. વળી રૂપનારાયણ સાથે એ પ્રેમમાં પડી ન હતી — એને પ્રેમમાં પડવા માટે બોલાવવામાં આવી હતી. એટલે પોતે એ ભાગ ભજવવાનો છે એમ ધારીને રૂપનારાયણને સાચવી રહી હતી. સાચવી રહી હતી, કારણ કે એ જ વખતે એ મનમોહનને ત્યાં પણ પોતાનો હક્ક નોંધાવવાનું ભૂલતી નહિ.

મનમોહન–જેને વિલાસપ્રિય કહેવામાં આવે છે તે પ્રકારનો માણસ હતો. એ પણ શ્રીમંત હતો. એને એક જ ચિંતા હતી કે એને કાંઈ ચિંતા ન હતી. અને તેથી એને મન દુનિયામાં સૌથી મોટામાં મોટો પ્રશ્ન સમય શી રીતે ખુટાડવો એ જ હતો. પણ સમયને દેખાય નહિ તેવી રીતે પસાર કરાવી દેવાની ખૂબી જેવી લક્ષ્મીમાં હતી, તેવી ભાગ્યે જ બીજા કોઈમાં હતી. એનામાં જાણે કે એ નૈસર્ગિક કુનેહ હતી. એ એક વાત કરે અને એમાં એટલું બધું વિનોદી તત્ત્વ હોય કે તમને પોતાને એવી વાત કરવાનું મન થાય. સાડાસાતના ચા ટેબલ ઉપર બેઠેલા માણસને એ જ ટેબલ ઉપરથી સાડા પાંચ વાગ્યે પરબારી ટેનીસ રમાડવા લઈ જઈ શકે એટલી એ વાતની રસખજાના રસિયણ હતી.

વાત વાતના રસખજાનામાં પણ ફેર છે. કેટલાક વાતોના રસિયા હોય છે પણ તેઓ પોતાની જ વાતો કરે છે, એટલે સાંભળનારને એનો થાક લાગે છે. કેટલાક વાતોમાં નિંદાત્મક તત્ત્વ લાવ્યા વિના વાતો કરી શકતા નથી. પણ વાતોને વાતોની ખાતર જ કર્યે જવાની ખૂબી બહુ થોડામાં જ હોય છે. લક્ષ્મીના આ આકર્ષણથી મનમોહન એટલો પરવશ બની ગયો, એને લાગવા માંડ્યું કે જો લક્ષ્મી ન

હોય તો કમબખ્ત ઘડિયાળ ટકોરા વગાડી વગાડીને જ એને મારી નાખે! મનમોહનની આ પરવશતા લક્ષ્મીને માટે તો વિજય સમાન હતી! એટલે હવે રૂપનારાયણ અને વિજયાના પ્રશ્ન પરત્વે એનો રસ ઓછો થવા માંડ્યો હતો!

[ ૪ ]

એક દિવસ લક્ષ્મી અચાનક રૂપનારાયણને મળવા આવી. રૂપનારાયણ નિયમ મુજબ માના ખંડમાં બેઠો હતો.

લક્ષ્મીએ પ્રવેશ કર્યો. એને આવતી જોઈ વિજયા જવા માટે ઊઠી, પણ લક્ષ્મી બોલીઃ

'ના, બા, તમે બેસ્સો. તમે ન હો તો વાતમાં રસ્સ પડતો નથી.' આવી ડબલ 'સ' બોલવાની લક્ષ્મીની રીત એ પણ એક પ્રકારનું એના માટેનું આકર્ષણ હતું, કે જેથી વાતોની ખાતર થતી વાતો પણ વધારે હળવું ને પવનની માફક ઊડી જાય એવું — રૂપ ધારણ કરતી.

વિજયા અટકીઃ 'પણ હું જરાક આઈસ્ક્રીમ કહી આવું —'

'ના બા, એવું બાનું નહિ — આઈસ્સક્રીમ તો આંહીંથી મંગાવાય છે—' અને લક્ષ્મીએ તરત ટોકરી વગાડી.

નોકર આવ્યો.

'ત્રણ આઈસ્ક્રીમ.' વિજયાએ કહ્યું. લક્ષ્મી બેઠી હતી તેની સામે વિજયા બેઠી.

'હમણાં હમણાંમાં તો કાંઈ બહુ ગોંધાં થયાં છો!'

'હમણાં તો કામ એટલું છે — બસ્સ — આખો દિવસ્સ —' લક્ષ્મી બોલી.

'એવું શું કામ છે?'

'કેમ નહિ?—જાણે સાડાનવે તો 'એમનો' ટેલીફોન આવે...'

'એમનો?' વિજયાને માટે આશ્ચર્ય હતું!'

લક્ષ્મી હસી પડી: 'અરે, હાં, ભૂલી ગઈ—મન-મોહનનો—' વિજયા વિચારમાં પડી ગઈ.

'કેમ શું વિચારમાં પડ્યાં?'

'આ એસ્તો. તમારે વળી 'એ' કોણ નીકળી પડ્યા છે તે.'

'એ તો એમ છે બા! સૌનો બહુ આગ્રહ છે. અને મને પણ લાગે છે...'

'હાસ્તો' વિ જ યા બોલી. આ ચિબાવલી છોકરીને ફેંકી દેવા માટે, એનું મન તરત તૈયાર થઈ ગયું! બીજી,—ક્યાં આના ઉપર ચિઠ્ઠી ચોડી હતી! એટલે એ વધારે વાર થોભ્યા વિના તરત ત્યાંથી ઊઠવા માગતી હતી, ઊઠવા માટે સદ્ભાગ્યે ટેલીફોનનું બાનું પણ મળી ગયું.

'હાં, હલ્લો! કોણ? મનમોહન તમે? કેમ?' લક્ષ્મી? હા હમણાં જ આંહીં આવ્યાં છે!'

'લ્યો લક્ષ્મી, તમને તો ઉપરાઉપરી બોલાવે છે. તમે તો કાંઈ ભૂરકી નાખી લાગે છે!'

લક્ષ્મી હસતાં હસતાં ઊઠી: 'લ્યો ત્યારે, હું જઉં—માફ કરજો હં. બેસી શકી નહિ—' અને તે રૂપનારાયણ તરફ એક દયાભરેલી દૃષ્ટિ નાખતી ચાલી ગઈ. એમ કહેવા માગતી હોય કે તું દયાપાત્ર છે! આઈસક્રીમ લઈને પટાવાળો સામે મળ્યો, તેમાંથી પણ માનને ખાતર એક ચમચી

મોંમાં નાખી, એ ક્ષમા માગતી, પણ ખરી રીતે તો પોતે જે કહેવા આવી હતી, તે કહ્યા વિના જ કહેવાઈ ગયું છે એ આનંદમાં ચાલી ગઈ. એના ગયા પછી વિજયા રૂપનારાયણ તરફ ફરીઃ 'નફ્ફટ જેવી લાગે છે!'

રૂપનારાયણે માત્ર ટૂંકું સ્મિત કર્યું. બીજું કાંઈ જ બોલ્યો નહિ!

'મને તો લાગે છે પસ્તાવાની છે.' વિજયા બોલી.

'દુનિયામાં પસ્તાવો જ પ્રગતિ સાધે છે! મા!' રૂપનારાયણ બોલ્યો. વિજયા તેની સામે જોઈ રહી. દીકરો હાથમાં રહ્યાનો સંતોષ હતો. પણ એની ફિલસૂફ–વાણી એને અકળાવી રહી હતી.

[ ૫ ]

રૂપનારાયણ કાંઈ નારી પ્રત્યે ઉદાસીન હતો એમ સમજવાનું નથી, પણ એની નારીની વ્યાખ્યા સૌન્દર્યના એના ખ્યાલના પેઠે કોઈ અજબ રીતે જુદા જ પ્રકારની હતી. ઘણી વખત એવું બનતું કે જ્યાં લોકો 'વાહ! વાહ!' કમાલ!' 'આહાહા!' કરતા હોય ત્યાં એ કોઈ સ્થિત-પ્રજ્ઞની જેમ શાંત બેઠો હોય. ખરી વાત એ હતી કે એનો આંહીં જન્મ એ દુનિયામાં થતા ઘણા અકસ્માતો-માંનો એક અકસ્માત કહી શકાય.

એનો શોખ જુદા જ પ્રકારનો હતો, એની તમન્ના પણ જુદી જ હતીઃ એની આખી જીવનરેખા જુદા જ માર્ગે જનારી હતી. એમ થવાનાં ઘણાં કારણો હતાં–કાંઈક અત્યંત સત્તાપ્રિય માતાના સંતાન તરીકે એ ભાગ્યે જ હુકમ

કરતાં — ને હૂકમ મનાવતાં શીખ્યો હતો; એને પરિણામે એ સામાન્ય માનવને જોતાં શીખ્યો હતો. પણ એની સાથે જ અટૂલા — એકલા થઈ જવાના સ્વભાવે એને સાચો અભ્યાસી બનાવ્યો હતો. અને તેથી છેવટે તો એનું ધોરણ પ્રચલિત લોકપ્રિય ધોરણથી જુદું જ બની ગયું. અને એ એકાકી થઈ ગયો. એટલે સુધી કે કોઈ વસ્તુ થાય ન થાય એનો જાણે કે એને રસ જ ન રહ્યો ! લક્ષ્મી વિષે પણ એમ જ થયું !

પણ આ બનાવ પછી લક્ષ્મીમાંથી — અને બીજી અનેક સ્ત્રીઓમાંથી પણ એનો રસ ધીમે ધીમે તદ્દન ચાલ્યો ગયો. માતાનો પ્રભાવ એટલો જબ્બર હતો કે એને લાગતું કે એણે કાંઈ જ ન કરવું જોઈએ: એ પોતે કોઈ પણ કાર્યની શરૂઆત કરતાં ધ્રૂજતો. જો કે બીજી રીતે એ પોતાના એકાંતિક જીવનમાં ઘણો પ્રબળ આત્મા બન્યો હતો. પણ સાધારણ વ્યાવહારિક પ્રશ્નોમાં તો એ લગભગ વ્યવહારશૂન્ય રહ્યો !

એટલે એણે આ પ્રેમપરિચય પરીક્ષામાં મેળવેલા ટોકડા નોંધવા જેવા હતા.

અત્યંત આગળ વધેલી છોકરીઓએ એને બબૂચક ગણ્યો.

અત્યંત પાછળ રહેલી છોકરીઓને એ ગૂઢ લાગ્યો.

એને ન જાણનાર માટે એ કોયડારૂપ થયો.

માધુર્યભરેલા વાત્સલ્યે હરકોઈ સ્ત્રી — ઘડીના છઠ્ઠા ભાગમાં — એને એક અત્યંત સમર્થ પુરુષ બનાવી શકે તેમ હતું; એનામાંથી પ્રબળ પુરુષ ઊભો થાય તેમ હતું, જો કોઇ સ્ત્રીની વાત્સલ્ય ભરી શાંત છાયા મળે તો.

એમાંથી છેવટે અભિપ્રાય ઉપર જીવનારો જીવડો જન્મ લેતો હતો !

પણ જ્યાં કેવળ રૂપની, સત્તાની, લક્ષ્મીની, સરતો ચાલી રહી હતી ત્યાં એટલું અતળ ઉંડાણ જોવાનો ન તો કોઈને વખત હતો, ન તો કોઈને તમન્ના હતી.

એટલે રૂપનારાયણ હતો તેવો જ રહ્યો. એકાકી પ્રબળ પોતાના અંતર વ્યવહારમાં; નિર્બળ, સામાન્ય જીવનવ્યવહારમાં.

લક્ષ્મી એને છોડીને ચાલી ગઈ. એ સમજી ગઈ કે આંહીં એનું સ્થાન બીજું જ રહેવાનું હતું ! એ ચાલી તો ગઈ પણ વધુમાં કહેતી ગઈ કે, 'બેઅી જેવો છે !'

માલતી, બીજી કોઈ ઉમેદવાર, એ પણ એને તજીને કોઈ વધારે સીનેમા–શોખીનને પરણી ગઈ ને વધુમાં ઉમેરતી ગઈ: 'એનામાં 'ટેઈસ્ટ' જ ક્યાં છે ?'

શાલિની, ત્રીજી ઉમેદવાર, એ પણ બીજે પસંદગી પામી અને એણે ટીકા ન કરી, પણ એનું ભયંકર મૌન કહી રહ્યું હતું કે આ છોકરો હજી તો માના ખોળામાં રમકડાં લઈ ને રમે તેવડો છે !

આ પ્રમાણે માતાની છાયામાં અવિકસિત જીવન-વ્યવહાર રહ્યો તેથી, અને પોતાના એકાકી જીવનમાં પ્રબળ બન્યો તેથી, રૂપનારાયણ કોઈને પણ આકર્ષી ન શક્યો !

પ્રચલિત રૂઢિઓથી જુદા પ્રકારના વિચારો ધરાવવા એ ઘણી વખત અસ્પૃશ્યતાના સીમાડા ઉપર ઊભવા જેવું છે, એટલે સ્ત્રીઓની ચાલુ સૃષ્ટિમાં તો રૂપનારાયણ અસ્પૃશ્ય થઈ ગયો.

[ ૬ ]

પણ હવે હું એક નાજુક પ્રશ્ન ઉપર આવું છું. એક વખત હું પણ જુવાન હતો, એ વખતે 'લોકાશ્રમ' નહિ, વિજયા એ મારો આરામ ગણાતો. હું મારો વિજયા સાથેનો સંબંધ કહું. એક વખત એવો હતો જ્યારે વિજયાને હું ચાહતો, વિજયા મને ચાહતી. પણ જેવી રીતે તરુણ અવસ્થાનાં માણસો એમ બોલે કે અમે એકબીજાને ચાહીએ છીએ, એટલામાં લગ્નજીવનનો સંપૂર્ણ વિજય આવી જતો નથી, કદાચ જે આજે ચાહે છે, એ જ દંપતી પાંચ વર્ષ પછીથી કહે કે અમે ચાહતાં નથી, એટલે જીવનની કઠણ ભૂમિકાની તાલીમ પામ્યા વિના ચાહવું કે ન ચાહવું એમ બોલવું એ એક પ્રકારની છોકરવાદી છે. છતાં કહી શકાય કે હું વિજયાને ચાહતો ને વિજયા મને ચાહતી. અમે માનતાં કે અમે એકબીજાને માટે છીએ, એટલાથી અમારા જીવનનો કાંઈક સંબંધ સમજી શકાય.

પણ વિજયામાં એક મહાન દોષ હતો. એ જેટલું મને ચાહતી એથી વધારે જીવનને ચાહતી. એટલે જે ક્ષણે વધારે સગવડભરેલા જીવનને શોધવામાં એ સફળ થઈ ત્યારે મને એણે છોડી દીધો!

એ ઘા મને પ્રથમ તો આકરો પડ્યો. પણ આકરામાં આકરો ઘા છેવટે થાળે પડી જાય છે, એમ એ પણ થાળે પડી ગયો. જીવનની એ ખૂબી છે. એમાં કોઈ પણ ઘા બહુ લાંબો વખત રહી શકતો નથી. વિજયા મને છોડીને ગઈ. પછી મેં કોઈ દિવસ એના પ્રત્યે જોયું નહિ. જો કે જ્યારે પણ અમારો ભેટો થતો ત્યારે અમે એક-

બીજાને નમસ્કાર કરતા. અને કદાચ નમસ્કાર કરીને એકબીજાની પીઠ ફરે ત્યાં જ ટીકા પણ કરતા.

કારણ કે એના મનથી હું નિષ્ફળ હતો !

મારા મનથી એ સામાન્ય હતી !

[ ૭ ]

પરંતુ જો અકસ્માત ન મરીએ તો તો અમે એકબીજાનો પરિચય થાય એમ કદાપિ ઇચ્છીએ જ નહિ. એ અમારા બન્નેના હિતમાં પણ હતું. કારણમાં ઊંડા ઊતરવાની જરૂર છે ? એક વખત અમે ચાહનામાં ઠીક આગળ વધ્યા હતા એ જ મુખ્ય કારણ ! વિ જ યા તો પોતાની પ્રતિષ્ઠા માટે એમ જ ઇચ્છે કે મારા પ્રત્યે એને સઘળા કાર્યકરો તરફ હોય છે તેમ સામાન્ય પરિચય પ્રીતિ જ હતી ! અને બીજું હવે એમાં પહેલાંનો આનંદ આવતો જ નહિ ! એટલે મારા આ 'લોકાશ્રમ' પ્રત્યે રૂપનારાયણ પહેલવહેલો આકર્ષાયો ત્યારે એ મારે માટે એક મોટો કોયડો થઈ પડ્યો. વિજયાને એમ તો નહિ લાગે નાં કે ભૂતકાલીન અન્યાયનો બદલો લેવા માટે જ મેં એના છોકરાને આવા કામમાં ખેંચી લીધો છે ? મને એ એ વસ્તુ મૂંઝવી રહી.

હવે ખરી વાત એ હતી કે મેં રૂપનારાયણને ખેંચ્યો ન હતો. એ પોતાની મેળે જ આંહીં આવ્યો હતો. એના આવવાથી અમારા કામમાં સરળતા થતી હતી એટલું જ. કારણ કે અમે 'લોકાશ્રમ' દ્વારા અજ્ઞજનોને સામાન્યજ્ઞાન આપતા. સાધારણ વૈદું કરતા. સાદા હિસાબ-

કિતાબ કરી દેતા. ઉનાળામાં લોકોને પાણી પાતા. આસપાસનાં ગામડાઓમાં ફરીને લોકોને આપી શકાય તેવો ઉપદેશ આપતા. અમારું એકદમ સાદું જીવન પોતે જ એક કિતાબનું કામ કરી જતું! રૂપનારાયણને સામાન્ય માણસોમાં રસ હતો. અને વળી એ પૈસાદાર હતો. એટલે એનું આવવું અમને રુચ્યું તો હતું! પણ માણસનું મન એ કેવો વિચિત્ર પદાર્થ છે! એનું ઊંડાણ માપ્યું મપાતું નથી. એની સુપ્ત જીવનલીલાનો કોઈ અંત નથી. અને વળી કરનારા ભમે તેટલું કરે છતાં એ એની લીલા ક્યારે પ્રગટ કરશે એની કોઈ આગાહી સાચી પડતી નથી! મન! સૌથી વિચિત્ર તો એ પદાર્થ છે!

અભ્યાસ કરવા જેવો આ મનપદાર્થ, અમે એને, અમારા નિત્યકામને લીધે, થકવી નાખીને શાંત તો કરી દીધો પણ એ તો મનપદાર્થ! આત્મા મરે તો એ મરે! એની ખબર તો ત્યારે પડી કે ભૂલવાનો પ્રયત્ન કરવા છતાં પણ જ્યારે આ છટાભરેલી અંજની કોઈ કોઈ વખત મારા માનસચક્ષુ સમક્ષ આવવા જ માંડી! પહેલાં તો મેં એની ઉપેક્ષા કરી. પણ તેમ તેમ તો એ વધારે બળવાન થતી ગઈ. છતાં એ મારા પોતાના મનમાં બેઠી હતી ત્યાં સુધી તો કાંઈ વાંધો ન હતો. ત્યાં એ શું કરવાની હતી?

પણ એક વખત ચાંદની રાત હતી અને હું એકલો મારા 'લોકાશ્રમ'થી થોડે દૂર ટેલી રહ્યો હતો. આસપાસનાં સુંદર વૃક્ષોની ફૂલગુંથણીમાં પડેલી છાયા પડછાયાની રમ્મત હું નિહાળી રહ્યો હતો. પણ આ શું! અચાનક આકાશમાંથી ઊતરી આવી હોય તેમ અંજની જ મારા

અંતરમાં અત્યારે ક્યાંથી ઊગી નીકળી ? 'છોકરી ! ગજબની!' મને તરત યાદ આવ્યું કે કોઈ વસ્તુએ, ઊંડામાં ઊંડી ચિંતાએ પણ, આ પ્રમાણે મારા મનનો કબજો લીધો ન હતો ! ત્યારે આ છોકરી જાદુગર તો નહિ હોય ? મન મારું વહેમી નથી, છતાં વહેમમાં હોય તેમ વાત કરવા માંડ્યું ! એણે કહ્યું હતું એ પ્રમાણે જ, એ પરાણે મારા મનનો કબજો લઈ બેઠી હતી ! એ શી રીતે બન્યું હતું ?

એ વખતે તો હું એ વાત ભૂલી ગયો. પણ બીજી વખત ફરવા જતાં, એક માર્ગ પાસેથી મેં અંજનીને અને રૂપનારાયણને બન્નેને સાથે જતાં જોયાં !

ઓત્ તારીની—આ છોકરી—કદાચ આટલા માટે જ તે દિવસે મારી પાસે આવી નહિ હોય ? એ ખ્યાલ તરત મારા મનમાં આવી ગયો. અને સાથે સાથે જ બીજો ખ્યાલ પણ આવ્યો. આ છોકરી, રૂપનારાયણને પોતાનો કરી લેશે તો ? એ 'લોકાશ્રમ'ની હાર હશે. અને વિજયા ને પણ, મેં જ એ કર્યું છે એમ લાગશે ! પણ અંતરમાં મેં વધારે ઊંડું જોયું હોત તો વળી નવીન જ વસ્તુ મળત ! આ મનપદાર્થ ! એટલે જ્યારે બીજે જ દિવસે એણે અચાનક મારા 'લોકાશ્રમ' માં પ્રવેશ કર્યો ત્યારે હું આનંદિત થઈ ગયો ! વિજયાએ ફૂલછોડ જોયા. વખાણ્યા. ગાયો દીઠી. સ્વચ્છતાને માટે બે શબ્દ કહ્યા. સેવાકાર્યની પ્રશંસા કરી ! અને એક નવાઈની વાત ! મારા ભૂતકાલીન પરિચયને પણ જરાક સ્પર્શ કર્યો. પણ એનું મન ક્યારનું મને કોઈ બીજી વાત કહેવાને જાણે કે તલસી રહ્યું હતું. હું એ સમજી તો ગયો હતો. એ આવી હતી જ

એટલા માટે.

અંતે એણે વખત મળતાં તરત વાત ઉપાડી લીધી: 'હું તમને એટલા માટે મળવા આવી હતી, કિરણ! કે રૂપનારાયણને આંહીં આનંદ પડતો લાગે છે. એ મજા કરે છે. પણ એને ક્યારેક એકલું લાગતું નહિ હોય? એ કોઈને પસંદ કરતો નથી એટલે હું શું કરું? છતાં એને એકલું તો જરૂર લાગતું હોવું જોઈએ!'

'એકલું તો શું લાગે?' મેં કહ્યું: 'આંહીં તો ઘડીની નવરાશ નથી, જેને કામ કરવું હોય તેને. નવરાશનો પાર નથી, જેને ન કરવું હોય તેને. રૂપનારાયણે તો અમારો ઘણો ભાર ઉપાડી લીધો છે!'

તે દિવસે તો એ ચાલી ગઈ. પણ પાછી બીજે જ દિવસે આવી. એણે આ વખતે મને વિશ્વાસમાં લીધો: 'કિરણ! એક કોઈ છોડી, રૂપનારાયણને મળવા વારંવાર આવે છે એ સાચું? તમને એની કાંઈ માહિતી છે?'

મારા દિલમાં તરત અંજનીની મૂર્તિ ખડી થઈ ગઈ. આ વાતથી આશ્ચર્ય ને આનંદ બન્ને થયાં! અંજનીની જ વાત હોવી જોઈએ, એ હું તરત સમજી ગયો.

'એ છોકરી કોણ છે? તમને કાંઈ ખબર?'

'એ તો મારા કરતાં તમે વધુ જાણતાં હો!'

મેં તો આ વાક્ય અકસ્માત જ એમ વાપર્યું હતું પણ વિજયાના ચહેરા ઉપર, એ વાક્ય સાંભળતાં પથરાઈ ગયેલી ગભરાટ ભરેલી વાદળીએ મને પોતાને પણ આશ્ચર્યમાં નાખી દીધો. અને ખૂબી તો જુઓ. મારું અંદરનું મન વળી, એ આશ્ચર્યમાં આનંદનો અવધિ જોઈ રહ્યું હતું.

એ આનંદ શાનો હતો ! વિજયા ઉપરનો ભૂતકાલીન રોષ જરાક તૃપ્ત થયાનો ? ના. રૂપનારાયણને બચાવવાનો ? ના. ત્યારે એ છોકરીને જ એના સાચા સ્વાંગમાં પકડી પાડ્યાનો ? ના, એમ પણ નહિ ! એ આનંદ મને ખબર ન પડે તેમ મારા સ્વાર્થનો હતો. રૂપનારાયણ આ અંજની સાથે જોડાય એમાં કાંઈક અણુગતું તત્ત્વ છે એમ આ વિજયાનો ચહેરો કહી રહ્યો હતો. અને મને એમાં રસ હતો ! શાનો, એ મન જાણતું હતું પણ કબૂલતું ન હતું !

'પણ તો ભલેને, છોકરી સારી છે, એ બહાને વળી એક અભિનવ પ્રયોગ પણ થશે ! તમને તો પ્રયોગમાં રસ છે !'

જવાબ આપવાને બદલે એ મારી સામે જોઈ—જ રહી. એના જોવામાં કાંઈક અર્થ હતો. મારું આશ્ચર્ય વધતું ગયું.

'કિરણ ! તમે મારું એક કામ કરશો ?'

'શું ?' મેં કહ્યું.

'કોઈપણ હિસાબે આ વાત ન-જ બનવી જોઈએ.' એટલું બોલીને એણે ધરતી ઉપર નજર ઢાળી દીધી, પણ હું તો ડઘાઈ જ ગયો. વિજયા, અને ધરતી ઉપર નજર ! એની નજર ઝીલતી મને પણ ક્યારેક આકરી પડી જતી એ વિજયા ! હું અમારા જુવાનીના દિવસો સંભારી રહ્યો !

'મારા જીવનની તમને કે રૂપનારાયણને કોઈને જરા જેટલી ખેવના હોય . . .' તે ધીમેથી બોલી.

'અરે ! વિજયા વિજયા બહેન ! પણ આ શું છે ?

એમાં આટલી બધી વાત શી ?'

'મેં રૂપનારાયણને કહ્યું છે. તમને કહું છું. તમે કોઈ હિસાબે આટલું અટકાવજો. હું તમારો આભાર નહિ ભૂલું. જાણુંજોને આપણા જૂના સંબંધે આટલું કરવું પડ્યું !'

એ તરત બેઠી થઈ ગઈ ને મારે માટે એક કોયડો મૂકતી ગઈ. અંજની માટેનું આ એનું વલણ–એ પોતાના જાતરક્ષણ કરતાં કોઈ બીજી વસ્તુથી જાણે કે પ્રેરાયલું જણાતું હતું અને મને અચાનક ઊગી નીકળ્યું: 'આ રૂપનારાયણ અને અંજની . . . ! બસ, એ તો એમ જ ! વિજયાના જીવનનું અતળ ઊંડાણ તો હું જાણું એના કરતાં ઘણું વધુ ઊંડું નીકળતું લાગ્યું ! નહિતર વિજયા આટલી બધી ધીમે વાત ન કરે ! એ છોકરીની જાદુગરીનું રહસ્ય પણ હવે ખુલ્લું થયું. એ તો એમ જ ! વિજયા પોતે પણ ક્યાં ઓછી જાદુર હતી ?

[ ૮ ]

મેં રૂપનારાયણને તે દિવસે બોલાવ્યો.

મારા મનથી જો કે હું એને બચાવી રહ્યો હતો, અને વાણીમાં તો પેલી છોકરીને ઉધડી પણ લઈ રહ્યો હતો, છતાં મનમાં ને મનમાં તો આ અજબની છોકરીની પ્રશંસા કરી રહ્યો હતો. વળી અચાનક મારું મન હવે એક બીજો સુંદર માર્ગ પણ મને બતાવવા માંડ્યું. 'કિરણ ! તું આ છોકરીને પણ સેવાધર્મને પંથે હવે આ જાણ્યા પછી કાં ન વાળે ? એ બિચારી તો સામે ચાલીને

તારી પાસે એ માર્ગની દીક્ષા પણ લેવા આવી હતી!'
રે! મન પદાર્થ!

આ દયાધર્મમાં હું એ છોકરીનું આવાહન પણ ભૂલી ગયો!

રૂપનારાયણને મેં કહ્યું એ એણે સાંભળ્યા કર્યું. પછી માત્ર એક જ પ્રશ્ન કર્યો: 'મા તમને મળ્યાં હતાં નાં?'

'હા, મા મળ્યાં હતાં. ને એમની પણ ઇચ્છા છે. અજાણ્યા પાણીમાં પગ મૂકવાનું કામ આપણું નથી! પાત્ર વધારે યોગ્ય ક્યાંકથી આવી જ રહેશે.'

રૂપનારાયણ ઊભો થયો. એણે જતાં જતાં કહ્યું: 'માને કહેજો. તમારા ધાર્યા પ્રમાણે જ થશે!'

અને પોતે અવશના પેઠે, જાણે મારી વાત સ્વીકારી લેતો હોય તેમ, ચાલ્યો ગયો!

આ એની અવશતા, એના ઘણા વખતના, માની ઇચ્છા પ્રમાણે કર્યા કરવાના સ્વભાવને, આભારી હતી! હું એ સમજી ગયો. એક વખત તો મન થઈ આવ્યું કે એને કહી દઉં કે 'રૂપનારાયણ! તું પોતે હવે તારો સ્વામી થા તો જ સારું છે! પણ ના, રૂપનારાયણે આ સેવાધર્મ સ્વીકાર્યો હતો, એમાંથી એના ડગુમગુ થતા મનને દઢ કર્યા પછી મારું વિશેષ કાંઈ કર્તવ્ય ન હતું, એટલે હું મૂંગો રહ્યો અને એ જ વખતે ઇચ્છી રહ્યો, કે અંજની પણ પોતાના જીવનનું ઊર્ધ્વીકરણ કરે!

[ ૯ ]

'અંજની! જાતનું ઊર્ધ્વીકરણ કરવા માટે સેવા

જેવો બીજો કોઈજ પદાર્થ નથી. તું જો આંહીં આવે તો અમારા નિયમ વિરુદ્ધ પણ હું તને હવે આંહીં સ્થાન અપાવું. જાગ્રત માણસ માટે તો આ પંથજ ખરો પંથ છે! અત્યારે તો આ કર્મયોગ છે!'

થોડા દિવસ પછી હું જ અંજનીને રસ્તે મળ્યો ત્યારે આ પ્રમાણે કહી રહ્યો હતો. પહેલાં એને આશ્ચર્ય થયું. પછી ભય લાગ્યો. છેવટે તો અભિમાની સંતોષ થયો. એના ચહેરા ઉપર જરાક આવી રહેલા સ્મિતે મને ઉત્તેજન આપ્યું: 'તને ના પાડનાર પણ હું હતો! તેં આવાહન પણ આપ્યું હતું. પરંતુ રૂપનારાયણ અને તું એકબીજાનાં રહ્યા છતાં, એકબીજાથી અલગ થઈ શક્યાં, એ બતાવે છે કે તું આંહીંને માટે આદર્શ છો! એટલે આજે હું કહેવા આવ્યો છું!'

મારી વાતની એના ઉપર અસર થતી લાગી ત્યારે તો મને કેટલો આનંદ થયો!

હું મારી વાતને સમજ્યો હતો. સમજાવી પણ શક્યો હતો. માત્ર જાતને એ જ વખતે સમજ્યો હોત! મન કેવો વિચિત્ર પદાર્થ છે. ભૂલભૂલામણી ભરેલો!

એક વખતની વાત છે. અંજની અમારે ત્યાં આવીને રહી. ત્યારે સૌને પહેલાં આશ્ચર્ય થયું. પછી ચડભડ ચડભડ વાત ચાલી. પછી ધીમે ધીમે એ પરિસ્થિતિ સ્વીકારીને સૌ શાંત થયા. મને સંતોષ થયો. માત્ર એક રૂપનારાયણ ચાલ્યો ગયો. પણ એક રીતે એ ઠીક થયું. આ જુવાનોના મનનો શો ભરોસો? ક્યારે એ બંડ ન કરી બેસે? એટલે એક રીતે એ ઠીક થયું.

પણ અંજની મને હજી આકર્ષક લાગતી હતી. હવે તો મને એમ લાગવા માંડયું કે ઋષિમુનિઓ વાનપ્રસ્થાશ્રમમાં પણ સ્ત્રીઓ સાથે રાખતા એ કાંઈ ઘેલા ન હતા! સ્ત્રી વિનાનો કોઈ 'લોકઆશ્રમ' ચલાવવો એમાં પાપ પણ છે ને અપ્રગતિ પણ છે. અને જાતના ઉર્ધ્વીકરણનો તો એમાં કાંઈજ રસ્તો નથી! અને છેવટે તો આ છોકરી લોકાશ્રમને પણ આકર્ષક અને વધારે સેવાભાવી કેમ ન કરી મૂકે?

આમાંથી હું અંજની સાથે ઉર્ધ્વીકરણની ને કલાની વાતોએ ચડયો. એક વખત તો અમે રસની પણ વાતો કરી. પણ મારું મન મને ઠગતું હતું. કારણ કે હું મનને ઠગતો હતો!

મારા મનથી હું એને પથદર્શન કરાવી રહ્યો હતો. એના મનથી એ ભૂમિકા તૈયાર કરી હતી.

એક દિવસની વાત છે. તે દિવસે અમે ખાસ રસમીમાંસામાં ખેંચાયાં હતાં. અચાનક અંજનીએ મને પૂછયું: 'કયો રસ સર્વોત્તમ છે? વીર? કરુણ? કે શંગાર?'

'કરુણ!' મેં તરત કહ્યું!

'ના, શૃંગાર!' એણે જવાબ વાળ્યો. અને એ મારી સામે જોઈ રહી. એમ એના જોવામાં મને વિજય દેખાતો હતો, છતાં કોઈ રીતે આકર્ષણ ઓછું થતું ન હતું. મેં મારા મનને ઠીક ઠીક માર્યું હતું. પણ મને કયાં ખબર હતી કે મન માર્યાથી મરતું જ નથી! મારવાથી તો એ રસ્તો બદલે છે! એટલે હું સાધારણ રીતે બોલતો હોઉં તેમજ બોલ્યો:

'તમને જુવાનવર્ગને શૃંગાર વધારે ગમે, બાકી જીવનનો ખરો રસ તો કરુણ છે!' કેટલું ખોટું એ વાક્ય હતું! અંજની એ સમજી ગઈ લાગી.

'હું તો શૃંગારમાંજ રાચું છું. અને તમે પણ શૃંગારમાં જ રાચનારા છો!' એણે કહ્યું.

'કોણ હું?'

'ના, ત્યારે હું!' એણે લાડથી ઉમેર્યું. એ વાણીમાં કેટલો બધો અર્થ ભર્યો હતો! અચાનક કોઈ ધક્કાથી પ્રેરાયો હોઉં તેમ હું, એના તરફ ખેંચાયો. મેં સહજ જ એનો હાથ પકડી લીધો! આખા ચિત્તતંત્રનો કબજો એ જ પળે અંજનીના હાથમાં થઈ ગયો. જો કે એનો હાથ મારા હાથમાં હતો! પહેલે દિવસે એ ગજબની લાગેલી છોકરીએ જે કહ્યું હતું એ બધું જ ભુલાઈ ગયું! વિજય એનો હતો!

પણ ત્યાર પછી મેં શું કહ્યું એ પણ મને યાદ નથી. ને એણે શું જવાબ વાળ્યો એ પણ મને યાદ નથી. માત્ર એટલું જ યાદ છે કે રોષભરેલી વિજયા ત્યાં ઊભી હતી. અને એની પાછળ રૂપનારાયણ પણ હતો!

આ શી રીતે બન્યું એની પહેલાં તો મને સમજ જ ન પડી. પણ પછી તરત ખ્યાલમાં આવ્યું કે અંજની મારી સામે જોઈ રહી હતી, એમાં પોતાની જીતનો કેટલો આનંદ હતો! ત્યારે શું આ ત્રણે જણાએ મને હંફાવવા માટે આ રસ્તો લીધો હતો? પણ એમાં વિજયાને શું રસ હોઈ શકે? કેમ નહિ? એક વખત વિજયાને હું ચાહતો. આજે એણે એ વાતનું વેર લીધું. ને વળી રૂપનારાયણને બતાવ્યું કે આંહીં પણ ચૂલો તો માટીનો

છે ! પણ તે છતાં વાતનો એ પૂરતો ખુલાસો ન હતો. સંભવિત એ હતું કે રૂપનારાયણ કોઈ રીતે મારું મન વાંચી ગયો હોય ! ને એણે વિજયાને આ કહ્યું હોય ! ને વિજયા કેવળ મારું ગૌરવભંગ કરવા માટે આવી હોય ! કારણ કે એનું ગૌરવભંગ થયું હતું.

હું તો શું જવાબ આપવો, કે કેમ ખુલાસો કરવો એ કાંઈ સમજી જ શક્યો નહિ. હું ત્યાંથી ખસી જવા માગતો હતો. પણ એટલામાં વિજયા બોલી: 'તમે પુરુષો ક્યારે સમજશો કે જાતિજીવનના અત્યંત પ્રબળ પડઘા પડે છે. જાતિ જીવન એ કોઈ મામુલી બાબત છે ? જાતિ જીવન તો તરત બીજા જીવનને સીધું આમંત્રણ જ આપે છે ! એટલા માટે તો જાતિ જીવનનો અને એની વિશુદ્ધિનો આટલો બધો મહિમા ગાયો છે ! તમને કાંઈ યાદ ન હોય, તો યાદ કરો !'

વિજયાની વાણીનો કાંઈક અર્થ મને સમજાયો અને હું દિઙ્મૂઢ થઈ ગયો. અરે, એમ હોઈ શકે ?' નહિ મારા પ્રશ્નને સમજી ગઈ હોય તેમ વિજયાએ બોલ્યા વિના જ, એક વખત અંજની તરફ જોયું. અને પછી તરત મારી તરફ જોયું ! એમાં ઘણો અર્થ હતો !

'આ . . . હા !' મારા મનમાં વિજયાની વાણીનો જાણે એકદમ જ અર્થ બેસી ગયો, 'આ . . . હા !' હું ધોળી પૂણી જેવો ગયો. અને વળી પશ્ચાત્તાપી ભય પણ પામ્યો. 'ત્યારે તો જે દિવસોમાં હું વિજયાનો મિત્ર હતો ને વિજયા મારી મિત્ર હતી . . .' અને મને અચાનક બધું સમજાઈ ગયું.

અરે ! પણ મારા મનમાં આ વાત પહેલી તકે કેમ ન આવી ગઈ ? આવી દીવા જેવી વાત !

જાણે કે મારા એ પ્રશ્નનો ઉત્તર આપતી હોય તેમ વિજયાએ કટાક્ષમાં જતાં જતાં એક જ શબ્દ કહ્યો:

'જાતનું-જાતિજીવનનું ઉર્ધ્વીકરણ !'

# અનામી ! અનામી !

**મા**રું મન, ભગવાન જાણે એ શાનું બનેલું છે, પણ એના અતળ મહાસાગરમાંથી ક્યારેક અસંખ્ય માનવીઓની કોણ જાણે ક્યાં સંતાઈ બેઠેલી કતાર ઊભી થાય છે, ત્યારે હું ખરેખરો ગભરાઈ જાઉં છું. જલપ્રવાહમાં આવી રહેલી એક પછી એક નૌકાની માફક, એ આવી આવીને પોતપોતાની કથનિકાઓ આપવા માંડે છે અને હું તે, એમાંથી કોને લઉં અને કોને ન લઉં, એ દ્વિધાવૃત્તિમાં ઘણી વખત કોઈને જ લઈ શકતો નથી ! અને એ વણજાર મને એમ ને એમ અસહાય જેવો રાખીને, જાણે દૂર દૂરની મુસાફરીએ નીકળી પડે છે. હું મનમાં આળસુ આનંદ લઉં છું કે ઠીક થયું, કારણ વિનાની આ પારકી પંચાતને કાગળ ઉપર આપણે ચીતરવી મટી, પણ એટલામાં તો પાંચે પંદરે પાછી એ ની એ કતાર, બીજા વધારાના મહેમાનો સાથે આવીને, મારે આંગણે ધામા નાખે છે ! અરે, મારી પાસે જો થોડીક જ પીંછીની કલા હોત ! ઓછામાં ઓછા એક હજાર એક બીજાથી તદ્દન વિભિન્ન એવા

ચહેરામોરા, મારા આ નાનકડા હૃદયમાં સંતાઈને બેઠા છે. એક વખત એ સઘળાને હું રંગરેખા ઉપર મૂકીને પછી નિરાંતે હીંચકે બેઠો બેઠો, આખો દિવસ કાં આ પીત, પાન ખાત, ને બહુ થાત તો બે ચાર શેતરંજની બાજી, કોઈ મારા જેવા નવરાધૂપ સાથે ખેલી નાખત. એમ ને એમ શાંત જીવનપ્રવાહ વહી જાત ! પણ એવો કોઈ આરામ મારા ભાગ્યમાં હોય એવું જણાતું નથી. એમાં તો કામ કરતાં કરતાં ઢળી પડવાના અક્ષર મંડાણા લાગે છે. આજ મારા મનમાં સિંધનો સુમરો આવી ચડ્યો છે. તદ્દન છેવાડા ભાગમાં એણે પોતાનો નવો વસવાટ શરૂ કર્યો ત્યારે મસલમાન તો મસલમાન, પણ એને કાંઈ એના હિંદુ પાડોશીઓનો ચેપ લાગ્યા વિના રહે ? એણે પણ ઘરમાં વાસ્તુ કર્યું હતું, અને આખા કુટુંબે, નાનાં મોટાં થઈ ને પચ્ચીસ માણસોએ મજૂરી કરીને, અમને સૌને પ્રેમથી પોતાને આંગણે નોતર્યાં હતા !

આજ એ સુમરાનાં તદ્દન જર્જરિત બનેલાં ખંડેર મારી સામે આવીને ઊભાં રહ્યાં છે !

અને આવાં જીવંત ખંડેરો એ કોઈ થોડાં ધૂળમાટીનાં હોય છે ? એમાં નો કેટલાં આંસુ, કેટલાં રુદન, કેટલી આશા, અરે ! કેટલી છાની પ્રેમગોષ્ટિ, કેવી કેવી વિશ્રમ્ભ-કથાઓ, કેવી રસિક મશ્કરીઓ, કેવી સુંદર કુલવધૂઓ, કેવા કોડભર્યા નવજુવાનો, કેટલા સાદા વૃદ્ધજનો, કેવી અજ્ઞાન ભરેલી કરુણતાઓ, કેટલી બધી અન્યાયકથાઓ, કેટલા બધા માનવીઓ, પોતપોતાની હવાઈ જિંદગીથી, હજી પણ માટીના કણેકણને ભરી દેતા, હરતા ફરતા દેખાય છે ! આજ એવું

એ સુમરાનું ખંડેર મને યાદ આવે છે! સુમરા આ, સંઘમાંથી ભાગીને આવ્યા હતા એમ કહેવાતું હતું.

[ ૨ ]

આ સુમરો સંઘમાંથી ભાગીને આંહીં રોટલા રળી લેવા આવ્યો એ ખરું, પણ એને મસલમાનને પાડોશમાં કોણ સંઘરે? શરૂ શરૂમાં તો કોઈએ એને સઘર્યો નહિ.

પણ જેનું કોઈ ઘરાક નહિ એનું ઘરાક અમારો વસવાટ. એ બિચારો કોઈને રહેવાની ના ન પાડે! ત્યાં અઢારે આલમ આવે ને જાય. એના મનમાં એનો કાંઈ દખધોખો નહિ. કારણ કે ધારવાળા નાનકડા જમીનખૂંચ્યા પથરાવાળી એ વસવાટની છેવાડાની જમીનનો બોજિયો ય ઘણી થાય તેમ ન હતો. એટલે એ છેવાડાની ભૂમિમાં સુમરાએ પોતાનો આધાર શોધ્યો. ત્યાં એ પોતાના પચીસ માણસના જુથને લઈને થોરની વાડની છાયામાં, પોતાની વેરવિખેર ઘરવખરી નાખીને પડચો. એની સાથે એક ગાવડી હતી બે કાંધગળાતા દૂબળા પાતળા બળદ હતા. સત્તર ઠેકાણે સાંધેલો એક એકો હતો. એક એનું સાથી, એક સંઘથી આવેલું, બાંડિયું ગધેડું હતું ને પાંચપંદર ગાભા હતા! ફૂટલતૂટલ માટલાંની તો ગણતરી કરવાની હોય નહિ! પણ એની સંઘમાંથી આણેલી આ સમૃદ્ધિ સાથે એણે આંહીં નવી જિંદગી માંડી.

એને આ ભૂમિનો પ્યાર કેમ લાગ્યો એ ભગવાન જાણે, પણ બીજે કોઈ ઠેકાણે એનું મન ધરપત પામ્યું નહિ હોય, અને આંહીં આસપાસમાં કોઈ પાડોશ નહિ, પાડો-

ક્રમાં પાડોશ એક મિરાંણી, એને બન્ને પગે ખરજવું હતું, એટલે ચીંથરાં વીંટીને એ પોતાના કૂબીમાં પડી રહેતી, ભાગ્યે જ બહાર ફરકતી.–એનો નિકટમાં નિકટ પાડોશ આ. બીજો પાડોશ પછવાડે સૂંથિયાં સાવરણી બનાવનારા રાવળિયા રહેતા એ. પણ એ તે કાંઈ પાડોશ કહેવાય ? એમાં એક વહુને બરલ હતી. બીજી અપંગ હતી એ બધાં માગી ભીખીને રોટલો ખાય તેવાં ! એટલે સુમરાને શું કામ આવે તેમ હતાં ?

એનો ખરો પાડોશી, એનો ભડ આધાર, એના સુખ-દુ:ખનો સાથી, જે ગણો તે, પેલી થોરની વાડનો છાંયડો ! એ સિવાય બીજો કોઈ નહિ.

આ સુમરાએ ધીમે ધીમે જમીન સાથે દોસ્તી માંડી. એનાં ઘરનાં નાંનાં મોટાં પચીસ જણાં–પચીસે કામઢાં. છ વરસનું છોકરું પણ પોતાનો રોટલો રળી લ્યે. કો'કના ઢોરમાં આઢે–ને મોડી સાંજે આવળ બાવળ કે ખેરખા-ખરાનું જેવું મળ્યું તેવું લાકડું લઈને ઘેર આવે. ખાલી હાથે એ ન આવે !

ધીમે ધીમે એણે માટી મટોડાંનાં ઘર ઊભાં કર્યાં. ઢોરઢાંખરને બાંધવાની ચોખ્ખી જગ્યા કરી. ચારે તરફ ઊભેલી વાડનાં છીંડાં પૂર્યાં. થાય તેમ તો ન હતી, છતાં પીપરની ડાળીઓ વાવીને, એ ચાર ઝાડનો છાંયો પણ ઘરઆંગણામાં લાવવા મહેનત માંડી. એના જીવનમાં ઝાડનો છાંયડો એ કાંઈ જેવું તેવું સમૃદ્ધિનું અંગ ન હતું. થોડા વખતમાં તો એણે એ વસવાટને કિલ્લોલ કરતો કરી મૂક્યો.

કોઈ માને નહિ કે આ સુમરા સંધમાથી રાત લઈને

ભાગ્યાં હશે, એવાં એ કામઢાં.

સુમરાના ઘરનું કોઈ છોકરું પણ, એના ફળીની બહાર ભટકવા નવરું મળે નહિ. એટલે એમાં કોનું શું નામ હતું એ પણ કોઈને આડોશપાડોશમાં ખબર મળે નહિ. એ સુમરા કહેવાતા. ને એ ફળી એ સુમરાવાળું ફળી કહેવાતું. થોડા વખત પછી તો એ ફળી લીલી ચારના ઢગલાથી મઘ-મઘવા માંડયું. ત્યાં ખોધરણામાં ભેંશના દૂધની શેડ સંભળાવા માંડી. ત્યાં ગાડાં ગાડી આવવા જવા માંડયાં. સાંજ પડયે ત્યાં હળ સાંતી દેખાવા માંડયાં. એક ઢેઢનું ખેતર કોઈ ખેડતું ન હતું, સુમરાએ અરધિયાણુ ભાગે એ રાખ્યું ને મહેનત કરી. એણે પોતાની જમાવટ કરવા માંડી. સુમરા-વાળુ ફળી હસતું થઈ ગયું. જોનારને લાગે કે આ જમીનને ખરેખર જાણે જોબન આવ્યું છે, એટલો બધો ત્યાં કોલાહલ ને કામનો દેમાર દેખાવા માંડયો !

[ 3 ]

એક દિવસની વાત છે. રાતે નવ સાડાનવે નિરાંતે બેઠા અમે ગપ્પાં હાંકી રહ્યા હતા, ત્યાં એક આધેડ ડોસો દેખાણો. અમે અનુમાને જ ધાર્યું કે આ સુમરાનો ડોસો છે. આવીને એ ત્યાં બેઠો. થોડી વાર થઈ ને એણે પોતાના પાણકોરાના ચુડીબધ કડિયાની ખીસીમાંથી પૈસો કાઢયો. એક નાનકડી સોપારી કાઢીઃ 'અદા ! જરાક ટીપણું હાથમાં લ્યો તો !' તેણે પૈસો ને સોપારી હાથમાં પકડી રાખ્યાં હતાં.

મેં ભૂંગળિયું ટીપણું કાઢયું. તેણે ટીપણા ઉપર પૈસો ને સોપારી મૂકયાં, મેં તે લઈ લીધાં. 'શું જોવું છે,

સુમરા ભાઈ!' એનું નામ શું હતું તે અમે કોઈ જ જાણતા ન હતા.

સુમરાએ ગળું ખંખેર્યું. પછી થોડી વાર જમીન સામે જોઈ રહ્યો, પછી એ ધીમેથી બોલ્યો: 'એવું છે અદા! આ જમીનમાં અમારી લેણાદેણી છે કે આંહી પણ પાછા ભરખાઈ જાશું, એ મારે જોવગાવવું છે!'

'ભરખાઈ જાશો—આંહીં! અરે ભાઈ! આંહીં તો તમારે મજો છે. કેમ આવી શંકા પડી?'

'અમારે ત્યાં આનાથી પણ અદકેરું હતું, અદા! પણ બધુંય ધનોતપનોત ને ફનાફાતીયા થઈ ગયું!'

'કેમ કરતાં?'

'કેમ કરતાં શું? આ વરસ સારું માઠું આવે, તો તમારા જેવાના બે માંડ્યા હોય, શું થાય તે એ બે માંડ્યા હોય એ બાવીશ થઈ ને તમને ગળી જાય. ઢોક ઢોરને એરૂ આભડી જાય. કાં બળદ મરી જાય ઘરનું એકાદ માણસ કાં ખૂટે કાં ખૂટલ નીવડે. એમ ને એમ બે પાંદડે ન થયા તે ન જ થયા. આ એમ ને એમ રાત માથે લેવી પડી. હવે આંહીં કાંઈ બે પાંદડે થાવાના જોગ છે કે પાછું એવું ને એવું? ધરતીની પણ માણસને લેણાદેણી નીકળે છે!'

મેં ટીપણું ઉખેડ્યું. ધન મકર કુંભ આંગળી ઉપર, ચડાવ્યા. નેત્રને જરાક મીંચ્યાં. નસકોરાના પવનને હાથ ઉપર લીધો. થોડી વાર પછી કહ્યું: 'સુમરાભાઈ, તમારો આંહીં જેવારો છે. ધરતી સાથે તમારે લેણાદેવી છે. આંહી તમારો વાળ વાંકો નહિ થાય!'

'તો તો બૌ સારું, અદા! હવે વાજ આવી ગયાં

છઈ. માથે ઝાડવાં ઊગવાં બાકી છે !'

થોડી વાર પછી એ ઊઠ્યો, ને મનમાં આશ્વાસન મળ્યું હોય તેમ ચાલતો થયો. પણ થોડે જઈને જ પાછો આવ્યો:

'અદા !'

'કેમ ?'

'આ એક વાત તમને પૂછવાની બાકી છે !'

'પૂછોને ! શું ?'

'આપણે આ ધરતી ઉપર બે માણસ ભેગાં કર્યાં હોય તમારા જેવા પવિતર ભામણ . . .'

'અરે ગાંડાભાઈ ! એવું બોલતા નહિ, બોલતા નહિ. કોક સાંભળશે તો રોટલો અમારો ટળી જાશે.'

પોતે મસલમાન હતો ને બ્રાહ્મણદેવતા મસલમાનનું તો ઘર કાંઈ પવિત્ર કરે નહિ, એ વિચાર આવતાં જરાક ઝંખવાયો, પણ એણે તરત ઉમેર્યું:

'ના એમ નહિ, પણ તમે માબાપ ! તમારે ઘેર જમો જુઠો, . . . પછી શું વાંધો છે ?'

'હા . . . તો કાંઈ વાંધો નહિ !' મેં વિચાર કરતાં કહ્યું:

બીજે દિવસે આખા ઘરનું સીધું સુમરો વહેલી સવારમાં જ ઘેર પહોંચાડી ગયો હતો. એના મનને સંતોષ થયો લાગ્યો કે એણે ધરતીને તૃપ્તિ આપી છે. અને હવે એનો વાળ વાંકો નહિ થાય.

થોરની વાડના છાંયડાને ઘર માનીને નિર્ભય રહેનારો આ ભડ માણસ પણ, કોણ જાણે શું હતું, પોતાના જેવારાની શંકાથી મનમાં ને મનમાં ધ્રૂજતો હતો. સંકટ

કઈ તરફથી આવશે એનો જાણે કે એના મનમાં ડર જ રહ્યા કરતો હતો !

[ ૪ ]

એવી જ એક બીજી રાતે એ આવ્યો હતો. આ વખતે તો એને પડખેના કોક 'ડાક્તર' ઉપર ચિઠ્ઠી જોઈતી હતી. એના દીકરાનો દીકરો રાત દિ બોકાસા દેતો હતો. પોતે સૂતો નહિ ને બીજાને સૂવા દેતો નહિ. એનો એક હાથ તો કાન ઉપર ને કાન ઉપર. એમાં એને કાંઈક દર્દ હતું.

પહેલા પાંચ સાત દિવસ તો એમણે માથે મારી રાખ્યું. પણ દર્દ વધતું જ ગયું. કોઈક અડબંગ ડાકટરે બોડનું ચોડ કર્યું ને એના બે ચાર બાપ દાણા કઢાવી લીધા. વૈદને બતાવ્યું તો એણે પડીકી આપીને, એક પાલી રાઈ લીધી. ભૂવાને દેખાડયું, એણે પાણી પાઇને અરધો મણ મેથી લીધી. ફકીરે દોરો કર્યો, સુમરાએ મણ જાર આપી. બાવાએ મંત્ર ફૂંકયો—રોકડો સવારૂપિયો લીધો ! જે મળે એ, એને જુદું જુદું બતાવે ને એના દાણા ઓછા કરે. એમાંથી તો આ છોકરાનો મંદવાડ વધ્યો. પણ રાતદિ જેને કામ કામ ને કામ હતું—એ આની પાછળ બેસવાનો વખત પણ કયાંથી કાઢે? એક દવાખાને ગયો—તો ત્યાં જૈનેતરને જાનવર માનીને, રાખતા ન હતા. બીજે દવાખાને ગયો. ત્યાં બિનહિંદુ માટે સ્થાન ન હતું. ત્રીજે દવાખાને 'કેવળ... ને માટે'નું પાટિયું લટકતું હતું. એના છોકરાની વહુ માથું કૂટવા માંડી. એણે સૌને ઊભા રાખવા માંડયા. 'હું કામ

કરું, મારું શરીર તોડીને, તે તમને સૌને સારું લાગે છે કાં? ને આ બબરુનો પંદર દિ થ્યાં કોઈ ભાવ પૂછતા નથી— કાલથી હું કામે નહિ જાઉં, જાવ!' એણે તડૂકીને ચોખ્ખો નનૈયો ભણ્યો. સૌ મૂંઝાણા.

એટલે સુમરો કાલે વહેલી સવારે ગાડું જોડીને છોકરાની વહુ સાથે, પડખેના શહેરી દવાખાનામાં જવા માગતો હતો. એના પડોશમાં બેઅક્ષર જાણનાર અમે. એટલે કોઈ ડૉક્ટર ઉપર ચિઠ્ઠી લેવા એ આવ્યો હતો.

ચિઠ્ઠી તો એને એક ઓળખીતા ઉપરની આપી, પણ સુમરો ત્યાં ગયો ત્યારે એને ખબર પડી કે છોકરાના કાનમાં તો કીડા પડી ગયા છે.

એમાંથી છોકરો ધીમે ધીમે સાજો તો થયો, પણ પછી કોઈ દિવસ ખરેખર સાજો થયો જ નહિ. છોકરાની જુવાન માને આ ઘા આકરો પડી ગયો. એને લાગ્યું કે આ કામઢા ડોસલાએ કામમાં ને કામમાં એનો દીકરો ખોવરાવ્યો. ડોસા ઉપર અને કામ ઉપર બન્ને ઉપર એને અણગમો થઈ ગયો. કોઈ દિવસ બહાર નહિ નીકળનારી મીરાંણી હવે ક્યારેક સુમરાને ત્યાં બેસવા આવવા માંડી. દોઢ પૈસાનાં બિનજવાબદાર છાપાની પાસે, જેવાં અક્કલ વિનાનાં ઉશ્કેરાટવાળાં 'હેડીંગ' હોય છે, એવાં વેણ આ મીરાંણી પાસેથી સુમરાની પેલી જુવાન વહુને સાંભળવા મળ્યાં. અને એણે એને ખરાં જ માન્યાં છોકરો બચી જાત—જો મીરાંણીના કહેવા પ્રમાણે, પડખેના રાવળિયાને સવા મણ માતાજીની જાર આપી હોત તો!

એટલે તો એ જુવાન વહુને થયેલો શોક હજારગણો

ને હજાર વિવિધ રૂપવાળો થઈને એને સતાવવા માંડયો. એની પાસે જેવું રૂપ હતું, જેવું જોબન હતું, એવું જ પ્રેમનું પોટલું પણ હતું.

એનું મન, મનમાં ને મનમાં આ વાતને ચિંતવવા માંડયું. એમાંથી એને ખાતરી થઈ ગઈ કે છોકરો બચી જાત જો માત્ર સવા મણ માતાજીની જાર આ પડખેના રાવળિયાને આપી હોત તો !

એક દિવસ વળી એને રાવળિયાની વહુ સાથે બોલાચાલી થઈ. એમાં રાવળિયાની વહુએ એવું કહ્યું કે અમારું રખોપું તો હજાર હાથવાળી કરે છે. નવાજૂની કાંક થઈ જાશે, જો વધુ પડતું બોલી છે તો !

હસવું આવે એવી, આવાં આવાં નાનકડી નાનકડી વાતોમાંથી, પોતાની જાતમહેનત કરીને, જમીનમાંથી સેંકડો મણ અનાજ લાવનારું એ કુટુંબ, છિન્નભિન્ન થવાનાં ચિહ્ન ઊભાં થયાં !

પછી એ છોકરાની વહુનું ચસકી ગયું. અને છોકરો બાપને કાંઈ કહી શકયો નહિ એટલે એ ભાગી ગયો.

જે જમીનમાં સુમરાને જેવારો થવાની ખાતરી આપવામાં આવી હતી, ત્યાં એવો પ્રકોપ જોઈને ફરીને એ એક રાતે પાશેર સોપારી ને પૈસો લઈને મારા ભૂંગળિયા ટીપણાં પાસે જોવરાવવા આવ્યો !

[ ૫ ]

છેવટે એને મારા ભૂંગળિયા ટીપણા ઉપર પણ અશ્રદ્ધા થઈ. એક ભોગળભટિઓ એવો આવ્યો કે મારા

કરતાં એનું ભૂંગળિયું ટીપણું લગભગ છગણું વધુ લાંબું હતું ! સુમરાની આખી ઓશરી એ ભૂંગળાએ રોકી લીધી હતી ને નાનાં મોટાં તમામ, જાતે આમાં ન માનનારાં હતાં છતાં, પડખેનાં સૌને માનતાં જોતાં, એટલે માનનારાં થઈ ને ત્યાં બેઠાં હતાં !

ભૂંગળિયામાંથી વળી નવી નવી વાત આવી. રાવળિયાના ઉપર દોષ વધુ ચઢચો. એનાં જ કામ ત્યાં સુધીની ખાતરી કરાવી દીધી. મીરાંણીએ એમાં ટેકો પૂરાવ્યો. એમાંથી બન્ને કુટુંબને નાહકનો કજિયો થયો.

ત્રીજે દિવસે સુમરાના એક બળદને એક સાપ આભડી ગયો !

થઈ રહ્યું. વાત ઝવડે ચડી. ફોજદારી થઈ. સુમરાને સપાઈસફરાંએ પણ ઠીક ખંખેર્યો.

આ પ્રમાણે ખાલી થયેલો સુમરો બીજે વરસે મોળા વરસમાં ટકી શકયો નહિ !

[ ૬ ]

એક દિવસ વહેલી સવારે હું ત્યાંથી નીકળ્યો તો ફળીમાં ઊભાં ઊભાં કૂતરાં રુએ. મને નવાઈ લાગી, મોં સૂઝણું હજી થયું ન હતું, એટલે હું સાવચેતીથી સુમરાનો ઝાંપલો ઉઘાડીને અંદર ગયો, તો આખું ફળી ખાલીખમ ! કોઈ કહેતાં કોઈ ત્યાં મળે નહિ ! આછા અંધારામાં કેવળ શૂન્યતા દેખાતી હતી ! ફેંકી દીધેલા ગાભા ને તૂટલ ફૂટલ માટલાં પડ્યાં હતાં ! ઓશરીના કિનારા ઉપર મગનો એક સાથિયો પણ કોઈ કે પૂર્યો હતો ! હું ચારે તરફ ફર્યો, બધું ખાલીખમ !

સંધ્યામાંથી જેમ રાત લઈને એ આંહી ભાગી આવ્યાં હતાં, બરાબર એ જ રીતે રાત લઈ ને સુમરાં પાછાં ભાગી ગયાં હતાં !

એમાંના કોઈના નામની કોઈ પડખેવાળાને કદાપિ જાણ પણ થઈ નહિ.

સુમરાં ભાગી ગયાં એટલો એક જ શબ્દ ત્યાં પ્રચલિત રહ્યો !

જેમ એ ગામડાને પાદર પથરા હતા, દેરાં હતાં, ઝાડવાં હતાં, એમ સુમરાં હતાં. એ આવ્યાં. ને એ ગયાં !

સેંકડો, હજારો, લાખો ને કરોડો જીવન માટે પણ આ જ વાત તમે નથી કહેતા ?

એ આવ્યાં . . . . . ને એ ગયાં !

પણ આમાંનાં એકનું નામ તો તમે કહો એ તમારો પ્રશ્ન છે નાં ? ભાઈ ! આ નદીને કાંઠે સેંકડો ઝાડમાંથી, એક ઝાડનું નામ તમે આપો તો !

ઝાડને, પથરાને, દેરાંઢળિયાને, અને આવા માનવીને એમને વળી, આપણાં જેવાં બહુમાની નામ શાં ? એ તો અનામી તે અ-નામી !

# બહાદુરમાં બહાદુર

ઈ. સ. ૧૯૨૬ના જૂનની પાંચમી તારીખે સાંજે જ્યારે હું દાર્જિલિંગના મોટા ચોકમાં થઈને પશ્ચિમ દિશ તરફ નાટકઘર ભણી વળ્યો, ત્યારે મને ખ્યાલ પણ ન હતો કે એક કલાક પછી તો હું કોઈ 'ચીજ' મેળવીને પાછો ફરીશ.

આ 'ચીજ' એટલે કોઈ હીરા, માણેક, મોતી, સોનું, રૂપું નહિ. એ માટે તો ઈશ્વરે ચોર, લૂંટારા, શ્રીમંત શેઠિયા અને રાજદ્વારી પુરુષો—એમને નિર્માણ કર્યા જ છે. મારા જેવાના નશીબમાં તો 'ચીજ' એટલે બીજું શું ? કોઈ 'ચીજ.'

હું નીકળ્યો નાટકઘર પાસે, ત્યારે હજી ત્યાં રોશની પ્રગટી ન હતી. પણ કેટલીક લટકાળી ચીની સ્ત્રીઓ ત્યાં મગફળીનાં પડીકાં વેચતી ઊભી રહી ગઈ હતી, એક તરફ થોડાક ભૂતિયા ટોળે બેસીને કાંકરીદાવમાં તલ્લીન હતા, બીજી તરફ 'રિક્ષાવાલા' બેઠા બેઠા સિગારેટ ફૂંકતા હતા. એક ગજબની ખૂને ગુલાબ જેવી કોઈ સ્ત્રી કોઈકના આવવાની જાણે રાહ જોતી ત્યાં ઊભી હતી. એના રંગીન હોઠ ઉપર

અજબ જેવી લાલાશ બેઠી હતી; જાણે કે કોઈ લાલ લાલ અરીસું.* નાટકઘરની પછવાડે હું ગયો અને ત્યાંથી એક પગદંડીનો લાંબો માર્ગ નીચેનાં હરિયાળાં મેદાનમાં થઈને સામેની ટેકરીઓમાં ચાલ્યો જતો દેખાયો. પહાડીઓની આવી 'ચોરવાટ'માં જે અનોખું આકર્ષણ છૂપાયલું છે એ આકર્ષણથી ખેંચાઈને મેં નીચે જવા માટે યંત્રવત્ પગ ઉપાડ્યો.

નીચેની પગદંડીએથી કોઈ ગુરખા જેવો માણસ ઉપર આવી રહ્યો હતો. મને જોઈને એ ઊભો રહી ગયો. એને મારી હિલચાલની કાંઈ શંકા પડી હોય કે કોણ જાણે કેમ, એણે અંગ્રેજીમાં પૂછ્યું: 'ક્યાં જાઓ છો? જોગંદરને જોયો?'

'જોગંદર? એ કોણ? અમે આંહીના નથી.' મેં જવાબ વાળ્યો. 'હું તો આ પગદંડીએ પગદંડીએ સામેની ટેકરીઓમાં જવા માગું છું!'

'શું કરવા?'

'અમસ્તો રખડવા! બીજું શું? હજી 'નાટકઘર'ના પડદા ઊપડ્યા નથી!'

મારા જવાબ ઉપર હસતો હસતો એ ચાલ્યો ગયો. શા માટે એ હસ્યો એની સમજણ મને તે વખતે પડી નહિ. પણ મેદાનમાંથી પસાર થતી પગદંડીને માર્ગે હું આગળ વધ્યો તો રસ્તાની એક બાજુ ઉપર નાની નાની અનેક કોટડીઓ દેખાણી. ત્યાં દરેક કમરાના ઉમરા ઉપર કોઈ ને કોઈ સ્ત્રી બેઠેલી હતી. કોઈ વળી ઊભી રહેલી જણાઈ તો ક્યાંક રમ્મતમાં ને રમ્મતમાં લહેર કરતી પણ

*ગુલાબ.

પણ કોઈક દેખાતી હતી ! મને હવે સમજાયું કે પેલો માણસ મારા જવાબ ઉપર કેમ હસ્યો હતો. એટલામાં મેં પેલી ખૂને ગુલાબ જેવી રૂપાળી બીને અચાનક આંહી બેઠેલી દીઠી. દેખીતી રીતે એ પાછળના કોઈ માર્ગેથી આવી ગઈ લાગી. મને જોઈને એણે પોતાના હાથમાં એક દારૂની પ્યાલી હતી તે ઊંચી કરી. પ્રેમભર્યા વેણે, જાણે એ પાવા–પિવરાવવા માટેનું આમંત્રણ હતું ! પણ પાણીમાં 'ટાઇફોડ' ના જંતુથી ધ્રૂજનારા આ 'Virtuous by fear' મનના નબળાપોચા આદમીને અપાઈ ગયેલું ખોટું આમંત્રણ અસ્થાને છે, એમ તરત જ તેને ખ્યાલ આવ્યો હોય કે ગમે તેમ, તેના મનમાં એક જ પળમાં ઘૃણાયુક્ત ઉપેક્ષા આવી ગઈ ! આટલી ત્વરિત ગતિથી, ફરતી નેત્રની ભાષા વિષે, હું માનસ આશ્ચર્યમાંથી બેઠો થાઉં તે પહેલાં તો એનો આખો ચહેરો જાણે હાસ્યલહરીના તરંગથી છવાઈ ગયેલો હોય તેમ શોભી ઊઠ્યો. તે ઊભી થઈને ઉતાવળે કોઈકને બોલાવી રહી હતી.

'એ જોગંદર ! ઠેર તો સહી ! સીધે સીધે કયું ઇતને જલ્દી ચલે જાતે હો ? આજ ક્યા બાત હય ? ઠહરના નહિ ?'

'અઇ રાણી, તૂમેરા કસમ, મૈં તૂમકો ઢુંઢતા ફિરતા થા . .'

'હાં હાં, તુમ તો બનાઓ. મૈં છોટી લડકી હૂં ક્યું ?'

આમ બીજી વખત જોગંદરનું નામ મેં સાંભળ્યું એટલે સહજ જ પગદંડી ઉપર પાછળ દષ્ટિ કરી. વૃદ્ધ જણાતો કોઈ એક માણસ ત્યાં આવી રહેલો નજરે પડ્યો.

રૂપાળો કહેવાય એવો એનો ચહેરો હતો. પણ એની આંખ, એ આંખમાં અજબની સંકટ સહન કરવાની જાણે કે શક્તિ બેઠી હોય એમ પહેલી દૃષ્ટિએ જ ખબર પડી જાય, એવી સ્પષ્ટ લિપિ વંચાતી હતી. બાકી આખો ચહેરો કોઈ થાકેલા, ખવાઈ ગયેલા, મરવા વાંકે જીવન ખેંચતા એવા આદમીનો જણાતો હતો. પણ એની આ લથડતી દેહ એક વખત સીધી સશક્ત અને ચપળ હશે એ અનુમાન સહેજે જ થાય તેવું હતું. હું એના વિચિત્ર પહેરવેશ તરફ જોઈ રહ્યો. રીંછના વાળવાળી ચામડાની ટોપી એણે માથે પહેરી હતી. હરણનું એક ચામડું કેડે વીંટયું હતું. હાથમાં મણકા માળા ને બેરખા લગાવ્યા હતા. ડોકમાં અસંખ્ય ઘરેણાં કહેવાય ને ન કહેવાય એવી માળાઓ લટકતી હતી. એની કેડ ઉપર શસ્ત્ર પણ હતાં. એની કરડી, તીક્ષ્ણ, ભયંકર ડરામણી આંખમાં ભીષણ કહેવાય તેવો કોઈ વિષાદ જણાતો હતો. પેલી સ્ત્રીના જવાબમાં એને ત્યાં ઊભો રહી જતો મેં જોયો. હું મારે માર્ગે આગળ વધ્યો. પણ આ જોગંદર કોણ અને એ આટલામાં શું કરે છે એ જાણવાની તાલાવેલીમાં મારું મન પડી ગયું. સામેની ટેકરીઓમાં હું પહોંચ્યો ત્યારે તો લાખો રંગીન વાદળાંથી આકાશની શોભા અલૌકિક બની ગઈ હતી. દાર્જીલિંગના એ સૃષ્ટિસૌંદર્યમાં હું પળભર જોગંદરને ને એણે કહેલી રાણીને ભૂલી ગયો !

[ ૨ ]

થોડીવાર એ પ્રમાણે એક ટેકરીના ઝૂલતા ખડક

ઉપર હું બેઠો હઈશ ત્યાં નીચેની પગવાટે કોઈના આવવાનો સંચાર થતો જણાયો. કોણ હશે એ જોવા કુતૂહલથી મેં ડોક ખેંચી ત્યાં તો, 'સા'બ ! આજ તો તુમ ભી ઈધર આ ગયે—? કૃષ્ણમતી રાનીકુ દેખને કે લીયે.' એમ કહેતો ને મંગળ પોતે જ દેખાયો.

મંગળ અમારો દરવર્ષનો પરિચિત સાથીદાર બની ગયો હતો. તે પહેલાં એ ગુજરાત મુંબઈમાં રહી આવ્યો હતો, એટલે એને અમે આવતાંવેંત શોધી કાઢવાનું રાખ્યું હતું; અથવા કહો કે એ જ અમને શોધી કાઢતો. મંગળને આવેલો જોઈને મેં પૂછ્યું: 'મંગળ ! આ નાટકઘરના પાછળના આ ભાગમાં કાંઈ જાદુ છે કે શું ?'

'કેમ એમ પૂછવું પડયું સા'બ ? જાદુ તો કાંઈ નથી. પણ તમારા જેવા ભદ્રલોકને આવવાની આ જગ્યા નથી. તમને રસ્તામાં કોણ, જોગંદર મળ્યો હતો ?'

'હા, એવું નામ મેં સાંભળ્યું ખરું; પણ એ જોગંદર છે કોણ ? શી વાત છે એની ? આજ ત્રીજી વખત એનું નામ મેં સાંભળ્યું !'

'તમને એની પિછાન નથી લાગતી ત્યારે ? એની વાત કોઈએ કહી નહિ હોય !'

'એવાની પિછાનને તે મારે શું કરવી છે મંગળ ? તું પણ ઠીક, સારા માણસોનો પરિચય કરાવતો લાગે છે !'

મંગળ બે પળ બોલ્યો નહિ. સામેના એક ધોળા ફૂલથી લચી પડતા ચીમલાના ઘાસ* તરફ એ જોઈ રહ્યો

* ઘાસ એટલે ઝાડ. ઝાડને ઘાસ કહેવાનો, અને ઘાસને ઝાડ કહેવાનો ભાષાપ્રયોગ આ પહાડીઓમાં પ્રચલિત છે.

હતો. થોડીવાર પછી તેણે મારી સામે જોયું ! સાહેબ ! ખોટું ન માનતા. પણ આ જોગંદરસિંહ જેવો બહાદુર માણસ આખા હિંદમાં તમને શોધ્યો નહિ મળે. એ માણસ બહાદુરમાં બહાદુર છે. એણે જે કરી બતાવ્યું છે, એક વખત એ કરી બતાવ્યા પછી, આટલી વિચિત્રતા અને પેલી ખૂને ગુલાબ જેવી કૃષ્ણમતી રાની--તમે જોઈનાં ?— એ બન્ને જો એને મળ્યાં ન હોત, તો આ જોગંદરનો કાં તો કાળે ક્યારનો યે કોળિયો કરી નાખ્યો હોત, અથવા તો એ નરાતાળ ગાંડો થઈને રખડતો હોત ! એણે એક વખત જે કરી બતાવ્યું હતું—વીરત્વની એ પરાકાષ્ટા હતી ! તમારામાં તો કવિતા ભરી છે નાં ? એક કલ્પના કરો; લાંબી સુખી જીવનની આશાકેડી તમારી નજર સમક્ષ દેખાતી હોય, તમારા ખુરશી ટેબલને છેલ્લી સલામ કરીને તમે શાંત એકધારું કૌટુંબિક જીવન જીવવાનું મધુર સ્વપ્ન લઈને, નોકરીના છેલ્લા દિવસો આરામમાં ગાળતા હો, અને અચાનક જ, તમને કોઈ ખબર આપે. . .' મંગળનો અવાજ ધીરો થઈ ગયો. એમાં શોકનો ભાર હતો. એની આંખમાં જરાક ભીનાશ દેખાતી હતી. તેણે જરાક ગળું ખંખેર્યું: 'સાહેબ ! તમને કોઈ અચાનક જ ખબર આપે, કે તમારો એકનો એક જુવાન છોકરો, ફાંસીને લાકડે લટકે એવા કોઈ ગોરખધંધામાં સપડાયો છે અને તમારે કર્ત્તવ્ય બજાવવું હોય તો તમારે જ એને રજુ કરવો ઘટે, એ વખતે તમારું શું થાય ? તમે કોઈ નોકરના છેલ્લા નોકરી દિવસોની આ કલ્પના કરો, તમને પોતાને અરેરાટી થઈ જાશે ! મેં એમ સાંભળ્યું 'તું કે એક વખત એક લુહાર આફ્રિકાથી કમાઈને

ઘેર આવતો હતો. અચાનક એને મુંબઈના બંદર બારે ઉતર્યો ત્યારે ખબર પડી કે, એની જીવનભરની કમાણી જેમાં હતી એ ટ્રંક જ ગુમ થયો હતો ! એ જ જગ્યાએ લુહારને હળી પડતો મેં સગી આંખે જોયો હતો. આ જોગંદરને બરાબર એવું થયું હતું. આ જોગંદર અત્યંત હોશિયાર પ્રમાણિક અને વિશ્વાસપાત્ર એવો સી. આઈ. ડી. નો માણસ ગણાતો હતો. એની જીવનભરની નોકરી નિષ્કલંક. કર્ત્તવ્યનિષ્ઠા તો એની જ ગણાતી એને માટે થયેલી ભલામણો નમુનેદાર હતી. એણે કલકત્તાના ગુનેગારોને રંગુનમાંથી ને રંગુનના ગુનેગારોને મદ્રાસમાંથી શોધી કાઢ્યા હતા. બીજા ગુનાશોધકો આંખ વડે જોતા. જોગંદર નાક વડે જોતો. એનામાં જાણે કે—ગુનાને સુંઘવાની શક્તિ હતી. ભલભલા અઠંગ ઉઠાવગીરોને એણે એક નહિ જેવા સાધનથી પકડી પાડયાના દાખલા હતા ! એક વખત જે બંદુકથી ખૂન થયેલું તે બંદુક ને તેમાંથી નીકળેલી ગોળી એ એવી રીતે પોલીસે રજુ કરેલાં કે ઠપકો કોર્ટ, થોડોક પોલીસને આપે, પણ ગુનેગાર તો આબાદ બચી જાય ! ઘણા બધા પૈસાની ચસમપોશી માટે થઈને, પોલીસે પોતાની કામગીરીની કામગીરી ને નામોશીની નામોશી બન્નેનો આવો હોંશિયારી ભરેલો મેળ મેળવેલો ! ઘસાઈ ગયેલા કાગળના કટકાને આધારે જોગંદરે સાચા ગુનેગારને એ વખતે સપડાવ્યો હતો !

“ આ જોગંદર એક દિવસ સાંજે પોતાને ઘેર જઈ રહ્યો હતો. થોડા વખતમાં હવે એ પેન્શન ઉપર ઊતરવાનો હતો. એક અટપટો ‘ કેસ ’ એના કામમાં બાકી રહેલો

હતો કે જેમાં ગુનેગાર હજી પકડાયો ન હતો. પણ હવે છેલ્લા દિવસોમાં એ શાંત-સુખી જીવનનાં સ્વપ્નાં માણી રહ્યો હતો!

"જોગંદરે દાર્જીલિંગમાંથી પોતાના નાનકડા ગામ ડુંગમાં પોતાનો મુકામ પણ ફેરવી નાખ્યો હતો. તે ત્યાં જવા માટે એક દિવસ સ્ટેશન જતો હતો. ત્યાં રસ્તામાં આવતી હોટેલમાં એ ચા પીવા ગયો.

"પોતાના ભવિષ્યના નિરાંતી જીવનનાં સ્વપ્નાં ઘડતો એ ત્યાં બેઠો હતો. એની સામે ટેબલ ઉપર કેટલાક બીજા માણસો પણ બેઠા હતા. એ લોકો જોગંદરને ઓળખતા હોય તેમ લાગ્યું. એ આવ્યો કે તરત સૌ વાતો કરતા બંધ થઈ ગયા.

"જોગંદરને શંકા પડી; એણે ડુંગ જવાનું માંડી વાળ્યું. આ ટોળાની તપાસમાં ને તપાસમાં એ આખી રાત એણે ત્યાં ગાળી.

"અચાનક એ ટોળામાંના કેટલાક માણસોની હીલચાલ ઉપરથી જ જોગંદરને ખાત્રી થઈ ગઈ કે આ કૃષ્ણમતી રાણીના ઘરમાં જે ખૂન થયું કહેવાતું હતું, અને જેનો ગુનેગાર મળતો ન હતો, એ ગુનેગાર આ ટોળામાં હતો. એ એની પાછળ ખાઈપીને મંડ્યો. પણ એક દિવસ આનો સગડ લેતાં લેતાં એના હાથમાં આ ટોળાએ વાપરેલી એક કુકરી આવી ચડી ને એની છાતી જાણે બેસી ગઈ!

"બીજે દિવસે એ વધુ તપાસ માટે પોતાને ઘેર ગયો પણ એના પગ લથડિયાં લેતા હતા.

[ ૩ ]

" એણે પોતાના જુવાન છોકરા છતંગમારૂને જે કુકરી ભેટ આપી હતી, બરાબર એ જ આ કુકરી હતી.

" એણે ઘેર જઈને તપાસ કરી. કુકરી એના ઘરમાં ન હતી. છતંગને પૂછ્યું : એનો જવાબ હેં હેં...હેં...હેં હતો. પોતે પામી ગયો, આ પોતાનો જુવાન છોકરો ચોક્કસ ગુનેગાર હતો.

" બીજી રાત્રે એને ઊંઘ આવી નહિ. એના હૃદયમાં એક મહા તુમુલ તોફાન મચી ગયું. પોતાનો એકનો એક જુવાન છોકરો ગુનેગાર હતો. એ પોતે બરાબર જાણી ગયો હતો. હવે તો એ નોકરી ઉપરથી ઉતરવાનો હતો, જેનું ખૂન થયું તે માણસ એવો મહત્ત્વનો ન હતો, જો કે એમાં કોઈક નિર્દોષને પોલીસે સંડોવ્યો હતો. પળ-બે પળ તો આ વાતને ત્યાં ને ત્યાં દાટી દેવાનું એને મન થઈ આવ્યું. પણ લાંબા વખતના જીવનરંગે અંતે એનો રંગ રાખ્યો દીધો !

" એક દિવસ વહેલી સવારે, આ જોગંદરને મેં દાર્જીલિંગના મધ્ય ભાગમાં આવેલી જનરલ જસ્સા સરદારની કચેરી તરફ જતો જોયો–અને હું માની શક્યો નહિ કે એ જોગંદર હતો ! એનો ચહેરો એવો વિકળ અને વ્યગ્ર હતો અને વેદનાથી શૂન્ય બની ગયો હતો, પગ એવા લથડિયાં લેતા હતા, અને એના વાળે વાળ જાણે રાતે કોઈ 'ડયુ'* એણે જોયું હોય તેમ, ધોળા થઈ ગયા હતા કે ઘડીભર તો હું એને ઓળખી શક્યો નહિ.

* ભૂત

"તમામ જુદ્ધ કરતાં ચડી જાય એવું જુદ્ધ આ જોગંદર ખેલી ગયો હોય તેમ જણાતું હતું ! કલ્પના કરો એ રાતની, જે રાતમાં એણે પોતાના મનમાં થયેલા મહાજુદ્ધમાં આખી રાત એકલાએ જે ઘા સહન કર્યા હશે, એની એના વિના કોને ખબર હતી ? એ બિચારો પોતાની બૈરીને વાત કરે તેવું પણ રહ્યું ન હતું. એ તો પહેલાં ગઈ હતી ! અને એ મા વિનાના પોતાના જુવાનજોદ્ધ છોકરાને, જીવનઆરામની છેક છેલ્લી પળે હોમતો હતો !

"એટલા માટે મેં તમને કહ્યું સાહેબ ! કે બહાદુરમાં બહાદુર નર તો આ જોગંદર હતો !"

એની વાતે જાણે કોઈના જીવનપર્વતનું સોનેરી મહાશિખર બતાવ્યું હોય તેમ પળ–બે પળ હું અવાક્ જેવો બેઠો જ રહ્યો ! કાંઈ બોલી શકયો નહિ.

સામેનાં અસંખ્ય વાદળાંઓએ ઘેરા આસ્માની વાદળાંને મીટાવીને સોનેરી રૂપેરી રંગનાં છાંટણાંથી આકાશને લીંપવા માંડયું હતું !

"આ જોગંદરે જે કર્યું" અચાનક મંગળે પોરો ખાઈને વાતનો દોર પાછો ઉપાડયો હતો. 'એ સાહેબ ! કોઈનાથી થાય નહિ. રણશીંગડાં ફૂંકાતાં હોય ને સેંકડો માણસો મરવા માટે ઊભાં હોય ત્યારે તો અમારા જેવાને પણ મરવા મારવાનું શરાતન ચડી જાય છે, પણ ઘર આંગણે એકલા એકાંતમાં આવી વાતનો નિશ્ચય કરવો, એ બહાદુરી તો જાણનારા જ જાણે. જોગંદરના છોકરાની વહુ કુલરાની એ કયાંથી જાણવાની હતી ? એણે તો આ વાતનો બરાબર કિન્નો લીધો. અને ખાવામાં કાંઇક એવું ભેળવી દીધું કે

એ અરધઘેલો માણસ, પાછો અરધો ચક્રમ્ પણ થઇ ગયો. પોતાના જુવાન છોકરાને પોતે પોતાની, ફરજ ઉપર હોમી દીધો, પછી જોગંદરે કોઈ દિ સુખનો રોટલો ખાધો નહિ! એણે પેન્શન પણ ન લીધું. એ લોહીના પૈસા મારે ન જોઈએ એમ બોલીને એણે એ નકારી દીધું!

"આ ચક્રમ્‌ને સાહેબ! પેલી કૃષ્ણમતી રાણી જ હવે જાળવે છે. જોગંદર તો આવી કોઈ 'સીઝન' હોય ત્યારે આંહી આવી ચડે ને કુકરીના ખેલ કરીને પોતાનું પેટિયું કાઢે. પણ પેલી કૃષ્ણમતી રાણી, એણે કંકને રમાડચા છે, પણ એણે જોગંદરને માટે પોતાના પ્રેમનું સાચ્ચું પ્યાલું અનામત રાખ્યું છે! અનેકને રમાડનારી આવી નારી પાસે, જે જામ હોય છે, એમાં કોઈક વખત, માત્ર કોઈક જ વખત, આવો રસ છલકાય છે, ત્યારે પછી એના રંગની કોઈ સીમા હોતી નથી. આ રાણી કૃષ્ણમતી પાસે, બીજા કોઈ સારુ નહિ, પણ આ જોગંદર સારુ, એના રસનો જામ છલોછલ ભર્યો છે! જોગંદરને આ જીવન ટકાવવાનો કોઈ આધાર રહ્યો હોય તો આટલો જ!'

મંગળ પોતાની વાત પૂરી કરીને ઊભો થયો: 'ચાલો સાહેબ! આપણે હવે મોડા પડીશું. નાટકની શરુઆત થવાની લાગે છે. સાંભળો, એની શરણાઇના સૂર તો આવી રહ્યા છે!'

કાંઈ પણ બોલ્યા વિના અમે પગદંડીએ પાછા ફર્યા; પણ મારા મનમાંથી જોગંદરના નિશ્ચયની એ એકાંત રાત કોઈ રીતે નીકળતી જ ન હતી! મને એમ થયા કરતું હતું કે જીવન, જીવન વિષે કેટલું ઉપલક ને કઢંગું ને ખોટું અને વળી અધૂરું આપણી પાસે આવે છે અને

આપણને કેટલા લઘુ ને ક્ષુદ્ર બનાવે છે!

કૃષ્ણમતી રાણીના ઘર પાસેથી નીકળતાં હું એ તરફ જોયા વિના રહી શક્યો નહિ. ત્યાં રાણી ખુશમિજાજમાં બેઠી બેઠી જોગંદર સાથે કોણ જાણે કેવી અલકમલકની વાતો કરી રહી હતી અને ખુલ્લા મુક્તહાસ્યના પડઘાથી વાતાવરણને ભરી રહી હતી!

જોગંદર ને રાણી બેમાંથી એક મારા મનમાંથી કોઈ દિવસ પછી ગયાં જ નહિ. મારી અણબોલી 'ચીજ' બનીને આજ દિવસ સુધી એ સાથે ને સાથે રહ્યાં છે! 'આત્માઓનાં ઊંડાણો તો સાગર જેવાં અગાધ છે' એમ કવિવાણીમાં બોલાય છે તે આ હશે? ન જાને ।

# એક વખત

અમે એવે રવાડે ચઢી ગયા કે રાતના આઠ વાગે એટલે નરહરિની ઓરડીમાં ભેગા થઈને સૌ અલકમલકનાં ગપ્પાં મારીએ. જેનું ગપ્પુ સરસમાં સરસ નીકળે અને છતાં ગપ્પાં જેવું લાગે નહિ, એને અમે પાંચ રૂપિયા આપતા. અલબત્ત, એ રૂપિયા પાછા અમારા 'કોફી ક્લબ'માં જ વપરાતા એટલે એ સોદો કોઈને મોંઘો પણ પડતો નહિ.

પણ એક દિવસ નરહરિ કાંઈક ગંભીર હતો. અમે તો અમારા નિયમ પ્રમાણે કોફીના પ્યાલા ખખડાવતા ત્યાં સૌ બેઠા હતા ને કોફી બરાબર તૈયાર થઈ જાય તેની રાહ જોતા હતા. અમે સૌ નવરાધૂપ. કામ ખરું પણ નહિ જેવું. વચમાં તો અમે એક લાકડાની ત્રિપગી (ટ્રીપોય) ઉપર અમારાં ભવિષ્ય જોવા મંડયા હતા, પણ 'ઇન્ટર આર્ટ્સ'માં બે વખત ઊડી જઈને, માંડ માસ્તરું કૂટતો અમારો દોસ્ત રસિક એક વખત ઇંગ્લેંડની 'ઇન્ડીયા ઓફીસ'માં મોટો હોદ્દો ધરાવશે, એવી આગાહી એમાંથી ટપકી પડી, અને તે પણ સંસ્કૃત શાર્દૂલવિક્રિડિત શ્લોકમાં

ત્યારથી કોણ જાણે કેમ, સૌને એ વાતનો રસ ઉડી ગયો. પછી રસિકના ઢંગધડા જોતાં એ વાત અશક્ય લાગી હોય કે એને આવો મોટો હોદ્દો મળે, ને અમે સૌ, અમારા ભવિષ્યની પણ, આ ત્રિપળીમાં, અમે આગાહી લીધી હતી, એ આગાહી પ્રમાણે કલાર્ક થવાના હતા, તેથી ગુસ્સો ને છાની ઈર્ષા બન્ને સૌના મનમાં આવ્યાં હોય! એ ત્રિપગીનો કેડો છોડચા પછી આ કોરી કલબમાં ગપ્પાં મારવાની કલા ખીલવી રહ્યા હતા, પણ એમાં જ્યાં પળે પળ હસવાનો જ સૌને શોખ હતો, ત્યાં આજે નરહરિને ગંભીર જોઈને અમને સૌને આશ્ચર્ય થયું. લાગ્યું કે આજનો રંગ મારી જશે, ત્યાં નરહરિ જ બોલ્યો, 'ભૈ! આજે તો આપણે ગપ્પાં નહિ, કાંઈક સાચી અનુભવ વાત, પોતે અનુભવેલી કે કોઈકે અનુભવેલી અને તમને કહેલી એવી વાત કરીએ.'

અમે ટોળટપ્પાવાળા લહેરી માણસો એમને નરહરિની આ વાત એકદમ પસંદ પડે તેમ લાગ્યું નહિ. એ જોઈને નરહરિ જ બોલ્યો, 'એમ હોય તો પહેલી વાત હું કહું, વાત બનેલી છે ને વધુમાં એમાં આવતા મુખ્ય પાત્રને તો હું ઓળખું પણ છું!'

'ત્યારે તમે જ શરુ કરો; ચાલો, આજથી આપણી કોરી કલબ, જાણે કે એક વાર્તાચક્રની શરૂઆત કરે છે!'

નરહરિ થોડી વાર જમીન સામે જોઈ રહ્યો. અમે જોયું કે એ પોતાના મનના મનમાંથી જાણે કે યોગ્ય શબ્દોને બહાર લાવવા મથામણ કરી રહ્યો હતો. થોડી વારે એણે ગળું ખંખેર્યું. ધીમા અવાજે કહ્યું: 'સુમનભાઈ!

તમે પેલા ઉમરીયાને તો ઓળખો છો નાં?'

'હા, કેમ એનું શું છે?'

'એની એક વાત આજ મારે કાને આવી ચડી અને હું તો છક થઈ ગયો!'

'કેમ એવું શું છે?'

'તમને ખબર તો છે કે આ ઉમરીયો મહા ઉઠાવગીર ને ચોરનો ચોર હતો. એક વખત એવું બન્યું કે ઉમરીયો રાતે જુગારમાં દસ રૂપિયા હારી બેઠો. સવારે તો એ રૂપિયા ભરવાના હતા. એણે ખાંખાંખોળાં બહુ કર્યાં પણ જ્યાં એ પૈસાના વાંધા હતા ત્યાં દસ રૂપિયા કાઢવા ક્યાંથી? દસ રૂપિયા માટે પ્રતિષ્ઠા જાય એવો સવાલ થયો. અને આ તો પાછી જુગારીની આબરૂ. બીજાની તો ગઈ આવે, જુગારીની ન આવે.

'એટલામાં એના પાડોશમાં રહેનાર મેરામ કોળીની નાનકડી છોકરીને કાંઈક કામે નીકળતી એણે જોઈ. એના હાથમાં બેઆનીના પૈસા જોઈને ઉમરીયાની ચાર આંખો થઈ ગઈ. એવામાં એના કાનમાં સોનાનાં લટકણિયાં જોયાં અને ઉમરીયાની દાનત બગડી.

'એણે એને મીઠાઈ અપાવવાને બહાને એક અવાવરૂ જંગલઝાડી તરફ ઉપાડી. છોકરી ઉમરિયાને ઓળખતી ને કોઈ કોઈ વખત, આ જુગારી દાવમાં ફાવતો ત્યારે તો છોકરાંઓને ભેગાં કરીને બશેર પાંચ શેર પેંડા વહેંચી કાઢતો એટલે ઉમરીયાની સાથે જતાં એના મનમાં કાંઈ બીક લાગી નહિ.

'અવાવરૂ જંગલ–ઝાડીમાં પહોંચ્યા પછી ઉમરીયાએ

એનાં લટકણિયાં કાઢવા માંડ્યાં. પણ ધાર્યા કરતાં એ વધુ વજનનાં નીકળ્યાં તેમજ વધુ બંદોબસ્તવાળા પણ નીકળ્યાં. એટલે ઉમરીયાને એ કાઢતાં મહેનત પડી.

'પણ એટલી આ એક નાનકડી વાતે ઉમરિયાને બેબાકળો બનાવ્યો. એના મનને પહેલાં તો એમ હતું કે ઠાંટબૂટ કરીને એનાં લટકણિયાં લઈ લેશું ને પછી એનો કોણ સાક્ષી છે? બહુ થાશે તો પાંચ પંદર દિવસ બહારગામ આંટો મારી આવશું. પણ આબરૂ અત્યારે તો રહી જાશે. પોતાના જુગટિયા ભાઈઓમાં પોતાની પ્રતિષ્ઠા કોડીની થઈ ન જાય માટે એણે દસ રૂપિયા ગમે ત્યાંથી મેળવવા જ રહ્યા. દસ રૂપિયા જેવી નકામી લાગતી રકમ પણ કેટલી પ્રતિષ્ઠાવાળી ક્યારેક બની જાય છે, એનો ખ્યાલ આપણને ભાગ્યે જ આવે. અને આ પ્રતિષ્ઠા જીવનમરણ કરતાં પણ કેટલું વધારે મહત્ત્વ ધરાવે છે એ જાણવું પણ અનુભવ વિના મુશ્કેલ છે. ગમે તેમ ઉમરીયાને પોતાની પ્રતિષ્ઠા જાળવવાના આ માર્ગમાં, અણધારી મુશ્કેલી ઊભી થતાં એ બેબાકળો બની ગયો. છોકરી રોવા માંડી. ઉમરિયાને લાગ્યું કે બાજી ઉઘાડી તો પડી ગઈ પણ પોતે એક પૈ મેળવ્યા વિના ઉઘાડો પડી જાશે.

'આ ઉમરિયાને તમે તો જોયો હતો, સુમનભાઇ! કેટલો કરડો ને ભયંકર એ ચહેરો હતો! અને એનો અંગુઠો, ઓ મારા બાપ! એવો ચોરસ બૂઠો અંગુઠો, અમેરિકાના ગુન્હાશોધક મંડળે તો નવાઈના નમૂના તરીકે છપાવીને બધે પ્રગટ કર્યો હોત!

ઉમરિયામાં સંતાયલા ગુન્હેગાર માનસે પોતાનું કામ

કર્યું. એણે છોકરીનાં ડોળીયાં લઈ લીધાં, ને છોકરીને મારીને કુવામાં નાખી દીધી કે એની વાત પ્રગટ પણ થાય નહિ.

'પણ પોતાની આબરૂ જળવાઈ ગયાનો એનો હરખ બહુ લાંબો વખત ટક્યો નહિ. જે ઝાડ નીચે એણે આ આ કામો કર્યાં એ ઝાડ ઉપર એક રબારીનો છોકરો બેનો મારીો બેઠેલો. તેણે આ આ વાત પ્રગટ કરી. ઉમરિયો પકડાયો.

'એને માટે ફાંસી તૈયાર હતી એ સૌ જાણતા હતા. એ પોતાના કેસના ફેંસલાની રાહ જોતો કેદખાનામાં પડ્યો.

'એવામાં એક દિવસ એને તક મળી ગઈ ને એ ભાગ્યો.

'એણે અજાણ્યે માર્ગે રસ્તો કાપવા માંડ્યો. એની શોધખોળ કરનારા એની પાછળ આવવાના જ એની એને ખબર હતી, એટલે એણે આડેધડ જે રસ્તો મળ્યો તે રસ્તો ઉપાડ્યો.

[ ૨ ]

'ઉમરિયો આડેધડ જીવ લઈને ભાગ્યો હતો. એના પગ એને બચાવે તો એ બચી જાય તેમ હતું. પકડાય તો તો મરણ અનિવાર્ય હતું. પળે પળની એને કિંમત હતી. સવારના પહોરમાં એ એક ગામડે પહોંચી ગયો. રાતે એને ભણકારા વાગી ગયા હતા કે એની પાછળ આવનારા એના સગડમાં જ છે. બને તો આંહીં ગામને પાદર કોક ઝાડવા ઉપર દિ રાત કાઢી નાખવાનો એનો વિચાર હતો. તે એક મોટા વડના ઝાડના થડને નિહાળતો ઊભો ન ઊભો, ત્યાં કોઈક બેબાકળો માણસ પાસેના પાડોશમાંથી

એની તરફ દોડતો આવતો જણાયો. ઉમરિયો પહેલાં તો ચમકી ગયો. એને લાગ્યું કે માર્યા, ક્તો પકડાઈ જ ગયા છીએ. પણ ત્યાં તો પેલો માણુસ એની તરફ જ દોડતો આવ્યો. એ ગભરાઈ ગયો હતો. શું બોલવું ને કેમ બોલવું એની જાણે કાંઈ જ ગતાગમ ન હોય એમ એ તો આવીને ઉમરિયાના હાથને વળગી પડ્યો ! ' હાલો ભાઈ ! દોડો દોડો, બચારો સળગી જાશે. એનો બાપ પણ ઘેર નથી !'

'ઉમરિયો એમાં કાંઈ સમજ્યો નહિ. એની પહેલી લાગણી તો આ માણુસને ધક્કો દઈને ભાગી જવાની હતી. પણ પેલાએ રોતાં રોતાં જ એનો હાથ ખેંચવા માંડ્યો. જે દિશામાંથી એ આવ્યો હતો એ દિશામાં ઉમરિયાએ જોયું ને એ દિઙ્મુઢ બની ગયો. પેલા માણુસના ભાંગ્યા તૂટ્યા શબ્દનો અર્થ હવે સમજાતાં તો એ પોતે પણ વ્યાકુળ થઈ ગયો.

'સામેના છેવાડાના રબારીવાડામાં એક ઘર બળી રહ્યું હતું !

'ઉમરિયાના મનમાંથી એકદમ જ પોતાની વાત જાણે સરી જતી જણાઈ. તે સમજી ગયો. સામે ઘર સળગે છે ને આ માણુસનું કોઈક ત્યાં રહી ગયું છે. આસપાસમાં કોઈ નજરે પડતું ન હતું, આ માણુસ એટલા માટે આંહીં દોડ્યો આવ્યો છે ! પેલો માણુસ આગળ દોડ્યો અને ઉમરિયો પણ વિચાર કર્યા વિના જ એકદમ એની પાછળ દોડ્યો. એટલામાં એનાં હાડ થંભાવી દે એવી કોઈકની ગર્જના એની પાછળ એણે સાંભળી. એની પાછળ પડેલાઓનો જ એ અવાજ હોય એમ એને સ્પષ્ટ લાગ્યું.

પણ એના મનમાં અત્યારે તો એક જ વસ્તુ પ્રધાનપણે જાણે આવી ગઈ હતી. 'કોઈકનો બચારો સામે ઘરમાં રહી ગયો છે !' પોતે ગુનેગાર છે, પોતાની પાછળ કોઈક પડ્યું છે, એ વસ્તુ ગૌણ બની જતી લાગી. એ ગાંડાની જેમ દોડ્યો, સામે એક ઘરમાંથી ધૂમાડાના ગોટેગોટા નીકળી રહ્યા હતા !

'ઉમરિયો ત્યાં પહોંચ્યો એટલી વારમાં તો ચારે તરફથી બીજાં માણસો પણ ખબર પડવાથી દોડતાં આવી રહ્યાં હતાં પણ ઘરને ચારે તરફથી લાગ્યું હતું. એક તરફ કુંદવું સળગ્યું હતું. ઉપર છજામાં સાંઠીનું માળખું હતું. કોઈની અંદર જવાની હિમ્મત થાય તેમ હતું નહિ.

'ઉમરિયાને જો જરાક જ વિચાર આવ્યો હોત તો છટકી જવાનો આ જેવો તેવો લાગ ન હતો. એની પાછળ પડેલા માણસો પણ હવે આંહીં ચોક્કસ રોકાઈ જવાના. પણ એટલામાં ઉમરિયાએ ઘરની સામે ઊભીને માથાફાટ રોતો એક માણસ નિહાળ્યો. દેખીતી રીતે જ એનો કોઈ છોકરો અંદર રહી ગયેલો હોવો જોઈએ. ઉમરિયાએ દોડતાં દોડતાં જ એના તરફ જરાક જોયું અને એને ઓળખતાં એ છળી પડ્યો. એને આ ફાંસીકિસમાં પ્રગટ કરી દેનાર પેલા છોકરાનો બાપ આંહીં ઊભો ઊભો રડતો હતો. એમ કહેવાતું કે ઉમરિયાને છોકરાએ પ્રગટ કર્યો ત્યારપછી ભયના માર્યો એ ગામ તજી ગયો હતો. એ વાતની કડી આંહી મળી ગઈ! ઉમરિયાને એક પળ ભર વિચાર આવ્યો : 'ત્યારે તો આ બળી રહેલો છોકરો એ પણ બીજો કોઈ નહિ, એને પ્રગટ કરી દેનાર પેલો અદક પાંસળીનો જ

હોવો જોઈએ !'

'પણ એ વિચાર જેવો આવ્યો તેવો જ અત્યારે ઉડી ગયો. એ બળતા ઘર ઉપર જેમ દોડી રહ્યો હતો તેમ જ દોડતો રહ્યો. એને પોતાને પણ કદાચ સમજ નહિ પડી હોય ! પણ જેમ ગુન્હેગારવૃત્તિ માણુસને અચાનક ધક્કેલે છે, તેમ માનવતા પણ ધક્કેલે છે! એટલી વારમાં માનવમેદની ત્યાં જામી ગઈ હતી. ધૂમાડાના ગોટેગોટા નીકળવા માંડ્યા હતા. અંદર જવાની કોઈની હિમ્મત ચાલે તેવું રહ્યું ન હતું.

'એક પળભર ઉમરિયો ત્યાં થોભી ગયો અને પછી અચાનક જ જાણે કોઈએ ધક્કો માર્યો હોય તેમ એ માનવ-સમુહ વીંધીને અંદર જ દોડ્યો ગયો.

'"શું થયું', કોણ ગયું', એનો બાપ હશે, એનો બાપ તો એ રૂએ, એમ પ્રશ્નોત્તરી માનવસમુહ ઉપર હજી તો રમતી હતી, એટલામાં અંદરના ધૂમાડાના ગોટેગોટમાં હમણાં પડ્યો કે પડશે એમ લોથપોથ લથડિયાં ખાતો, ઉમરિયો બહાર આવ્યો. એના હાથમાં બેભાન અવસ્થામાં પડેલો પેલો છોકરો હતો,

'માણુસોનો ધસારો ખાળવો મુશ્કેલ થઈ પડ્યો. પણ એ ધસારામાંથી એક ગાંડી જેવી બાઈ, જે હમણાં જ જાણે દોડતી આવી રહી હતી, એણે આવીને ઉમરિયાના હાથમાંથી, રોતાં રોતાં પેલો છોકરો ઉપાડી લેવા સૌથી આગળ દોટ મૂકી. એ છોકરાની મા જણાતી હતી. ઉમ-રિયાએ થોડીઘણી શુદ્ધબુદ્ધમાં એની સામે જોયું તો એ હજાર હજાર આશીર્વાદનું એક એક વેણ બોલી રહી હતી.

ઉમરિયાએ એના હાથમાં ઝીલાતા છોકરા તરફ જોયું તો એ બીજો કોઈ નહિ, પેલો એને પ્રગટ કરનાર છોકરો જ હતો !

હવે એના મગજમાં એકદમ એનો મૂળ વિચાર–પોતાને ભાગવું જોઈએ–એ દોડી આવ્યો. એણે પોતાનો માર્ગ કાપવા, માનવસમૂહમાંથી રસ્તો ખોળવા માંડ્યો. પણ એને તરત જણાયું કે એના પગ હવે એટલી ત્વરાથી કદાચ કામ નહિ આપે ! પરિણામથી એ હવે ધ્રૂજી ઊઠ્યો !

શિકારમાં ઘવાયલા પશુની વ્યગ્રતાથી એણે ચારે તરફ નજર કરવા માંડી તો એના ઉપર સેંકડો નજર, જાણે એને આજનો ઉત્તમ વીર પુરુષ ગણવા આતુર હોય તેમ, મંડાઈ રહેલી એણે દીઠી. પણ એનું આ એક કામ પૂરું થઈ જતાં, હવે પોતે ખરી રીતે ક્યાં છે એ ભાન એને સતાવી રહ્યું. આ બધા ભલેને એને પ્રશંસાથી નિહાળ્યા કરે, એ પોતે તો જાણતો હતો કે એનું સ્થાન સળિયાની પાછળ જ છે. એને ભાગવું હતું ને પગ એના કામ આપતા ન હતા.

એટલામાં એણે માનવસમૂહને, જડ ભીંતની માફક એક લાઇનમાં થઈ જતો જોયો. માનવસમૂહમાં પડેલી કેડીમાંથી એણે એ કેડીને છેડે, હાથમાં હાથકડી અને દોરડું લઈને આવતા બે ત્રણ સિપાઈઓને પણ જોયા !

એના પગ હજી કામ આપે, એમ એ ઇચ્છી રહ્યો, પણ એ અવશ હતો. પગ એના, આજ હવે કામ આપે તેમ ન હતા.

કેવળ નિરાધારીના ફૂંફાડા મારવાનો કાંઈ જ અર્થ

ન હતો. ઉમરિયો ત્યાંથી શાંત રીતે જાણે કાંઈ ન બન્યું હોય તેમ પાછો જેલમાં પૂરાઈ ગયો.

'અને એ ઉમરિયાને—' નરહરિએ કાંઈક ધીમા, ઉદ્વેગભર્યા ભીના અવાજે કહ્યું : '—અને એ ઉમરિયાને પછી ફાંસી થઈ ગઈ. મને પ્રશ્ન એક જ અંતરે આવી ચડે છે. એને ફાંસી આપનારની યોગ્યતા થોડાંક કાયદાનાં ગોખણિયાં પુસ્તકો મગજમાં ભરી રાખવા સિવાય, શી રીતે વધારે હતી એ મને કોઈ સમજાવશો ખરા? માનવ માનવનો ન્યાય કરવા બેસે એવું રાજતંત્ર એ પણ ભયંકર ગુંડાગીરી નથી?'

નરહરિના એ વિચિત્ર અને વાહિયાત જણાતા પ્રશ્નને અનુત્તર રાખીને જ મેં પૂછ્યું: 'પણ આ બન્યું ક્યારે...?'

નરહરિએ લાક્ષણિક જવાબ વાળ્યો: 'એક વખત.' અને પછી ગંભીરતાથી ઉમેર્યું' 'અથવા કહો કે, હમેશાં અને હર પળે.'

# શાંતિની શોધ

## [૧]

એક હતો ગવૈયો. કોઈકના જ કંઠમાં બેસે છે એવી મધુરતાની એને ઈશ્વરી બક્ષિસ મળી હતી. એ મધુરતા એવી તો અદ્ભુત હતી કે એ પોતે પણ, પોતાનો આ સમૃદ્ધિ સાગર જોઈને છક થઈ જતો. નિજાનંદમાં ગાતા પંખીની માફક એ પણ ગાનની છોળને રાતદિવસ રેલાવ્યા કરતો. જ્યારે જુઓ ત્યારે એ એની સ્વરની મસ્તીમાં તલ્લીન હોય!

એક દિવસ પોતાની મનોહારિણી સ્વરવાટિકામાં એ યથેચ્છ વિહાર કરી રહ્યો હતો, એટલામાં કોણ જાણે ક્યાંથી થોડાક ભૂલા પડેલા નવા જ શબ્દો એના કંઠમાં બેસી ગયા.

પોતાનાથી પોતે આશ્ચર્ય પામ્યો હોય તેમ, ગવૈયો આ મનોરમ શબ્દાવલિને, સ્વરને હીંડોળે ડોલાવવા માંડ્યો. અત્યાર સુધી એની પાસે સ્વરની મધુરતા હતી. આજ એમાં શબ્દની ચારુતા આવી ચડી. એની તલ્લીનતા ને મસ્તી કાંઈ ઓર ખીલ્યાં. એમાં એક આશ્ચર્ય થયું. એ

કલ્પનાવિહારી ઘડી બે ઘડી ગઈ અને હવામાં એક સુંદરી જન્મી.

ગવૈયો તો એની સામે જોઈ જ રહ્યો. એની કલ્પનામાં પણ એણે આવી અનુપમ સુંદરી કોઈ દિવસ જોઈ ન હતી! આટલી સુંદરતા પૃથ્વીમાં હોઈ શકે એની જ એને આજ પહેલવહેલાં ખબર પડી.

ગવૈયાએ એને પૂછ્યું; 'તમે કોણ છો હે મનોહર નારી! મેં તમને કોઈ દિવસ જોયાં નથી!'

'મારું નામ કવિતાસુંદરી!' પેલી સ્ત્રીએ હસીને જવાબ આપ્યો:'તમે મને નથી ઓળખતા? હું તો તમારે આંગણે નિત્ય હાજર છું!'

'કોણ તમે? પણ મેં તો તમને આજે જ પહેલ વહેલાં જોયાં!'

'એનું કારણ છે. મારું પ્રાગટ્ય એ એક ગુપ્ત કાયદો રહ્યો છે. પણ હું છું સૌના સાન્નિધ્યમાં.'

પણ ત્યાર પછી ગવૈયાની વાણીમાં અજબ જેવો ફેરફાર થયો. એ જે મધુર સૂરાવલિ છેડતો એમાંથી શબ્દા-વલિનાં મનમોહન રૂપ પ્રગટ થવા માંડયાં. અને એમાંથી તો કંઠકંઠમાં લોકઝીલણું થઈ શકે એવી કાવ્યમૂર્તિઓ નીકળવા માંડી!

ગવૈયાને અત્યાર સુધી લોકો મહાન ગણતા પણ એનાથી દૂર ને દૂર રહેતા.

હવે તો એને આંગણે રાત ને દિવસ, કાવ્યપિપા-સુઓની, સંગીતતરસ્યાઓની, અને સામાન્ય અસામાન્ય તમામ માણસોની ઠઠ જામવા માંડી.

જ્યારે જુઓ ત્યારે એને ત્યાં લોકોની મેદની જામી જ હોય!

[૨]

ગવૈયાને ત્યાં કીર્તિ તો દાસી જેવી થઈ પડી. એને ત્યાં કંચનનો વરસાદ વરસવા માંડ્યો. એને ઘર આંગણે સંગીતભૂખ્યાંઓનાં ટોળાં ભટકવા માંડ્યાં. એની પંક્તિઓ લોકકંઠમાં બેસીને હવામાં રમવા માંડી.

એક વખત એની પાસે પ્રેમનું એક અદ્ભુત શબ્દ-ગીત રમતું રમતું આવ્યું. એને એણે, પોતાની સ્વપ્ન-વાટિકામાંથી સંગીતના એવા એવા મધુર સ્વરપ્યાલા પાયા કે, એના શબ્દેશબ્દમાં મત્ત પ્રેમનો ઉન્મત્ત ઉલ્લાસ પ્રગટી નીકળ્યો. પછી એ શબ્દગીત ન રહ્યું. ભર યૌવનને હીંડોળે ઝૂલતી કોઈ રૂપરાણીનું જાણે મનમોહન ચિત્ર થઈ ગયું.

એ ગીત ગવૈયાએ ગાયું અને લોકકંઠમાં તો ઘેલછાનાં જાણે પૂર વહ્યાં. મેદની એની પાછળ ગાંડી ગાંડી થઈ ગઈ. લોકો ભાન ભૂલીને હાલતાં ચાલતાં એ ગીત જ ગાવા માંડ્યા. સ્ત્રીઓને એનો નશો ચડ્યો. પુરુષોને એની મોહિની લાગી. ઘેર ઘેર એ જ સ્વરો ઘૂમવા માંડ્યા. આકાશમાંથી એ ગાનના પડઘા પડવા માંડ્યા.

પણ કોઈ જાણે કેમ તે દિવસથી ગવૈયાની મસ્તી ગઈ તલ્લીનતા ગઈ, એની જીવનશાંતિ ગઈ! એનો આનંદ જાણે ઊડી ગયો. એની અને એના સંગીતની મજા મારી ગઈ. પણ કીર્તિ એને પડછાયે પડછાયે રમતી થઈ ગઈ. ગીતો તો તે તલ્લીન થઈને હજી કરતો જ ગયો અને લોકકંઠમાં

એના અદ્વિતીય નામનું સ્થાન પણ નિર્માણ થઈ ગયું !

હવે તો ખરેખર એ કીર્તિનો સ્વામી હતો. કંચનની તો એને પરવા ન હતી. અને લોકખ્યાતિ એની પાછળ દોડતી હતી. માત્ર કોણ જાણે કેમ, પહેલાં જણાતી ન હતી એવી જીવનની કાંઈક અધૂરપ એને જણાતી હતી.

એને લાગતું હતું કે એ કાંઈક શોધવા નીકળ્યો હતો, અને એને પ્રાપ્ત કરવાને બદલે, ઘરની મૂડીનું કાંઈક ગુમાવી રહ્યો હતો.

[૩]

એક વખત એ ગામમાં એક ભજનિક સાધુ આવ્યા. ગવૈયો એને સાંભળવા ગયો. લોકોએ તો આ ગવૈયાને અપનાવ્યો હતો—એણે આપેલી મસ્તી લોક પાસે હતી, એટલે પેલા ભજનિકનાં ભજન તો કમોદનાં ફોતરાંની પેઠે લોકોએ ઉડાડી મૂક્યાં.

સાધુ સમજી ગયા. એમને માટે આંહીં સ્થાન ન હતું. તે શાંત થઈ ગયા.

અરધી રાતે પોતાનાં ભજન એ પોતે એકલા ગાઈ રહ્યા હતા તે વખતે પેલો ગવૈયો ત્યાં આવ્યો. તેણે સાધુ મહારાજના કંઠમાં અલૌકિક વસ્તુ જોઈ હતી. લોકો એ ઓળખી શક્યા નહિ એનું એને દુ:ખ થયું હતું. તેણે સાધુ મહારાજને ચરણે વાત મૂકી, ' મહારાજ ! મને મારી કલા દ્વારા જે શાંતિની ક્યાંય ઝાંખી પણ થતી નથી, એ શાંતિ આ તમારા સ્વરમાં આવી ક્યાંથી ? મારે એ રહસ્ય જાણવું છે ! એ શી રીતે આવી ? '

સાધુ એની વાતને સમજી ગયા. પોતાની વાત માટે આંહીં કેમ ભૂમિકા ન હતી એ પણ એ સમજી ગયા. તેણે ધીમેથી કહ્યું; ' તમારી પાસે જે ઉત્તમોત્તમ વસ્તુ હોય, તે પહેલાં લોકને નહિ, ઈશ્વરને ચરણે ધરો. ત્યાંથી ઉઠાવીને પછી લોકને એનો પ્રસાદ આપો—શાંતિ ત્યારે આવશે ! હરેક ઈશ્વરી વસ્તુનો આ અનિવાર્ય નિયમ છે. '

ગવૈયાને કંઈક સમજણ પડી, પણ વાતનો તાગ મળ્યો નહિ.

તેણે માથું ધુણાવ્યું. પણ ' મેં તો બાપજી ! આની ઉપાસના રાત દિ કરી છે, છતાં એમાંથી હજી શાંતિ, શાંતિ કેમ નથી આવતી ? એ ક્યારે આવે ? '

' હવે તો પ્રાયશ્ચિત કરો ત્યારે ! ' સાધુએ કાંઈક સ્પષ્ટપણે કહ્યું.

' પ્રાયશ્ચિત ? શેનું ? '

' ઉપાસના શક્તિ આપે છે, ગાનાચાર્યજી ! શક્તિ મળ્યા પછી જ કસોટી શરૂ થાય. એ કસોટી તમારી થઈ ગઈ ? તમે કોઈ કસોટી પાર કરી ? કરી તો ક્યારે ? ને કઈ ? '

ગવૈયો હવે ડોલી ઊઠ્યો. એને સમજાઈ ગયું. એની શાંતિ કયે દિવસે ચાલી ગઈ હતી તે એને યાદ આવ્યું.

તે નમીને ચાલ્યો ગયો.

[૪]

બીજે દિવસે લોકટોળા પાસે ગવૈયાએ લોકોની કે પોતાની પ્રિય ચીજ ન છેડી. એક જુદી જ વસ્તુ ઉપાડી, એમાં સ્વર અદ્ભુત હતા, કવિતા અદ્ભુત હતી.

પહેલાં તો લોકોએ થોડીવાર એને માનથી સાંભળ્યો, પછી એની પણ મશ્કરી થવા માંડી.

'અલ્યા એ ! આ તો હવે ગયો !' એક જણાંએ એ સાંભળે તેમ જ કહ્યું.

'ગયો શું ? સાવ ગયો !' બીજો બોલ્યો.

ત્રીજાએ તેમાં ટાપશી ન પૂરી, પણ એક કાંકરી ઉપાડીને ગવૈયા તરફ ફેંકી.

પછી તો બૂમાબૂમ, રીડિયારીડ, ફરમાસુ ચીજોના હોટેલમાં અપાય છે તેવો હુકમો, અને લોકટોળાંની મનોવૃત્તિના પડઘા પડવા માંડ્યા.

પણ ગવૈયો ત્યાં અદ્દભ વાળીને શાંતિથી ઊભો રહ્યો.

થોડીવારે શાંતિ થઈ ગઈ.

એટલે એણે પોતાની એની એ ચીજ ફરીને ઉપાડી. લોક એને જે રીતે સમજવા માગતા હતા, એવા લોક માટે નહિ, પોતાના સ્વરને એ જે રીતે સમજાવવા માગતો હતો એવા લોક માટે, એ કલ્યાણપંથી મિત્ર બનવાનું, પહેલું પગથિયું માંડી રહ્યો હતો ! એ સીડીને છેલ્લે પગથિયે એણે શાંતિ શાંતિ જોઈ હતી.

## ત્રિરંગ

## [ ૧ ]

### એક રૂપિયાની નવી નોટ !

**મારા** ખિસ્સામાંથી એક વખત એક સો રૂપિયાની નોટ કોઈક ગઠિયો કલકત્તાની બજારમાં ઉપાડી ગયો હતો. પણ એ તો એ જમાનો 'તરત દાન ને મહાપુણ્યનો' હતો, એટલે મને લાગે છે કે સોની નોટ મળી જતાં એણે મને ખંજર મારવાનું માંડી વાળ્યું હોય ! ગમે તેમ પણ એ સોની નોટ કરતાં એક વખત એક રૂપિયાની નોટ ખોવાણી હતી, એ મને વધારે સાંભરે છે.

શહેરમાં સીવીલ હોસ્પીટલના એક થાંભલાને અઢંગીને એક બાઈ બેઠી હતી. કોઈક નવીસવી ગામડામાંથી આવેલી લાગતી હતી. એના મોં ઉપર નૂર ન હતું. આંખમાં ભયંકર ઉદાસીનતા હતી. ચહેરા ઉપર અતિશય નિરાશા વ્યાપી ગયેલી હતી.

એના ખોળામાં જેવા તેવા પાથરેલા એક ફાટેલ લૂગડા ઉપર, જેને માણસ નહિ પણ હાડકાનું માળખું જ કહી શકાય એવું એક માનવ હાડપિંજર પડ્યું હતું !

બાઈ પોતાના કાળા સાડલાના છેડાથી એને ધીમો-ધીમો પવન નાખી રહી હતી.

આવતા જતા રાહદારીના ધ્યાન પર પડે તેમ એણે પડખે એક લૂગડું પાથર્યું હતું. એમાં જતા આવતા માણસે નાખેલા પૈસા પડ્યા હતા. હું ત્યાંથી નીકળ્યો. મારે કામની ઉતાવળ હતી. પણ કેવળ હાડકાંને આ બાઈ, જે જતનથી ધીમો ધીમો પવન નાખીને જરાક આરામ આપવા પ્રયત્ન કરી રહી હતી, એ પ્રયત્નના માનમાં હોય તેમ, મારો પગ આગળ ચાલતો સહેજે જ થંભી ગયો !

આટલા દુઃખની પાસે ઊભા રહેવામાં મને માણસાઈ લાગી. બોલી શકાય એવી તો કોઈ વાત ત્યાં હતી નહિ. આ એનો છોકરો ભાગ્યે જ બે દિનો મહેમાન લાગતો હતો. એને આ ખબર હોય તેમ એ પણ એની સાથે ધીમા શાન્ત શોકભર્યા અવાજે એને કાંઈક કહી રહી હતી.

વરસો પહેલાં મેં એક વૃદ્ધ ગામડિયાને પોતાનો એકનો એક ક્ષયરોગી દીકરો દવાખાને લાવતાં જોયેલો. ખરે બપોરે એ ગાડામાં હડબડ હડબડ થતો આવ્યો. દવાખાને ગયો. ડૉક્ટરને બોલવામાં સહેલામાં સહેલું થઈ પડ્યું છે, એ મોસંબીનું ડૉક્ટરે એને કહ્યું. એ ગામમાં મોસંબી શોધવા ગયો. મોસંબી લઈને પાછો આવ્યો ત્યાં તો છોકરો હતો નહિ ! ત્યારે એ ડોસાએ જે રુદન કરેલું —વર્ષો પહેલાં સાંભળેલું એ રુદન, આજ મને અચાનક આ ડોશી ને એના આ ક્ષયરોગી છોકરાને જોતાં, સાંભરી આવ્યું !

ત્યાં ડોશીએ કહ્યું : 'ભાઈ ! આને માટે મોસંબીના પૈસા આપજો. મારે આજ છોકરા માટે થઈને ભીખ માગવી પડે છે, બાપુ !'

મેં ખીસામાં હાથ તો નાખ્યો. પણ એક નવી નક્કોર રૂપિયાની નોટ હતી. બીજું કાંઈ કહેતાં કાંઈ હતું નહિ. એક રૂમાલ હતો. રૂપિયો આપી દેતાં જીવ ચાલ્યો નહિ!

પાછા ફરતાં આપશું એમ મનમાં રાખીને એ વખતે મેં ચાલતી પકડી.

ઝપાટાબંધ બસમાં બેઠો. પણ આ તો 'બસ થોભો'ની બસ, એટલે ગીરદીનું પૂછવું જ શું? વળી એ જ મોટો ઉપકાર ને!

માંડમાંડ પિત્તળનો અરધો તૂટલ સળિયો પકડીને, મ્યુ.ના મેમ્બરોને મનમાં ભાંડતો ત્યાં ઊભો તો રહ્યો, પણ પછી બીજે કે ત્રીજે સ્ટેશને ટીકીટ લેવા માટે ખીસ્સામાં હાથ નાખ્યો, ત્યાં નોટ તો ઠીક, રૂમાલ પણ મળે નહિ! કોઈ ભગવાનભરોસે ભેટી ગયો હતો!

ચારે તરફ નજર કરી. કોઈ હરિનો લાલ મળે તો. એક આનો ટીકીટનો જોઈએ નાં?

એટલામાં એક ખૂણામાં કોઈકનો હસતો ચહેરો નજરે પડ્યો. નિશાની કરીને એક આનો એની પાસેથી પડાવ્યો.

સાંજરે પાછા ફરતી વખતે સિવિલ હોસ્પીટલ પાસે નીકળ્યો તો પેલી ડોશી ત્યાં બેઠી હતી. પણ મારી પાસે કાંઈ હતું નહિ.

બીજે કે ત્રીજે દીવસે સાંજે હું ત્યાંથી નીકળ્યો તો પેલી ડોશી એકલી ટુંટિયાં વાળીને મોં નીચું કરીને ત્યાં બેઠી હતી. આજ એના ખોળામાં પેલો છોકરો ન હતો, કે પડખે પાથરેલું ફાળિયું ન હતું.

મેં ત્યાંથી પસાર થતાં એના તરફ દૃષ્ટિ કરી તો

એકી ટશે એ જમીન ઉપર નજર કરીને બેઠી હતી.

'ડોશીમા !' મેં એને જગાડી : 'આ, લ્યો—તે દિવસે તમને આપવાનું રહી ગયું હતું !'

'કોણ ભઈલા ?' ડોશીએ જરાક મોં ઊંચું કરીને કહ્યું, 'કોણ છે ?'

મેં તેની સામે એક બેઆની ધરી.

પણ ડોશીને કોઈ વસ્તુની જાણે હવે જરૂરિયાત ન હોય તેમ તેણે હાથ લાંબો ન કર્યો. એણે હાથ લાંબો ન કર્યો એનો મારા મનમાં મોટો પશ્ચાત્તાપી ધસરકો લાગ્યો. તે દિવસે દઈ શકાયું નહિ—એક રૂપિયો જવા દીધો. એક રૂપિયાની નોટ આંહીં ન વાપર્યાનો મને ત્યારે સાચો પશ્ચાત્તાપ થઈ આવ્યો. એટલામાં તો ડોશી બોલી :

'ના માડી ! એણે તો ગામતરું કર્યું !' આશ્વાસન માટે કાંઈક કહેવા જતો હતો, પણ એ વધુ કાંઈ જ બોલી નહિ. એટલું બોલીને એ ચૂપ જ થઈ ગઈ. કેટલીકવાર સુધી એણે એ પથરા ઉપર જોયા કર્યું. અને પછી પોતાનો ફાટલ સાડલો લઈને એ ધીમે શોકભર્યા પગલે ત્યાંથી ચાલી નીકળી !

હું એ જોતો જ રહ્યો !

## [ ૨ ]

## શેષ સંપત્તિ

**આથમતી** સંધ્યાના આછા ઉજાસમાં એક ભિખારી નદીકાંઠે જવા માટે રસ્તા ઉપરથી પસાર થઈ રહ્યો હતો.

રસ્તા ઉપરથી જતાં જતાં એણે પોતાનું મન ખદબદ્યું

હોય તેમ એ એક પળવાર લીમડાના ઝાડ નીચે ઊભો રહ્યો.

ત્યાં ખરી પડેલાં અસંખ્ય પાનની પથારી તરફ તે ઘડીભર જોઈ રહ્યો. પછી એ ત્યાં જ બેસી ગયો. પોતાની પાસેનું એક પોટલું છોડી, એમાંથી એણે નકામાં ચીંથરાં, એક તૂટેલ ફૂટેલ ડબલું, એક નકામું જીર્ણશીર્ણ ચંપલ, એક ભાંગેલી રકાબી, એક તૂટેલો પ્યાલો, ફાટેલો લંઘો અને બીજી પણ એવી જ કેટલીક ચીજો કાઢી, એ એક એક, બે ત્રણ વખત એણે તપાસી, અને પછી એક ખૂણામાં એનો ઢગલો કરી એ ચાલતો થયો!

મેં એ ઢગલો જોયો, અને એની આ અસ્વચ્છતા ઉપર ઘૃણા દર્શાવતાં, એ તરફ જરાક લટાર મારી.

બિનવારસી મિલ્કતની પેઠે, એણે છોડેલી એની સમૃદ્ધિનો શેષભાગ ત્યાં પડ્યો હતો! એને કોઈ અડે તેમ હતું નહિ.

પણ બીજે દિવસે વહેલી સવારમાં, હજી જરા જરા તાપ લેતી પ્રભાતની હવા, ઠંડી ઉડાડે તે પહેલાં, હું ત્યાં ફરવા નીકળ્યો તો, સામેથી એક વૃદ્ધ અપંગ ભિખારી ચાલ્યો આવતો હતો. એના હાથમાં એક અણઘડ લાકડાનું ઠૂંઠું હતું. બીજા હાથમાં એક નાનકડું ડબલું હતું.

એ આ રસ્તા ઉપરથી જ પસાર થયો ને પેલા ચીંથરાના ઢગલા પાસેથી નીકળ્યો!

આટલી બધી મિલ્કત આંહીં રેઢી મૂકીને કોણ શાહુકાર ચાલ્યો ગયો હશે એ વિચારે એને જરાક ત્યાં ઊભો રાખ્યો!

વ્યવસ્થિત મૂકેલા ઢગલાને જોઈને એ વિચારમાં

પડ્યો હતો. એનો માલિક આટલામાં જ ક્યાંક હશે તો ?

પણ થોડીવાર સુધી જ્યારે ત્યાં કોઈ ફરક્યું નહિ, ત્યારે એણે એની પાસે બેસીને, પોતાના પસંદગી ધોરણે એમાંથી ઉપયોગી વસ્તુઓ ઉપાડવા માંડી !

પોતાનું ડબલું મૂકીને, આ તજી દેવાયલું સારું ડબલું લઈ લીધું ! એક ચંપલ એને મળી ગયું ને એક એની પાસે હતું, એટલે અખંડ જોડી થઈ ગઈ ! રૂમાલ પણ એને ઠીક લાગ્યો. આટલું બધું તજી દેનાર પ્રત્યે એને ઈર્ષા થઈ કે એની મૂર્ખાઈ ઉપર એને હસવું આવ્યું, એ કહેવું મુશ્કેલ હતું. પણ એણે પોતાની આજની સફળ ભાગ્યરેખા ઉપર પ્રસન્ન હાસ્ય કરીને જ્યારે એ સ્થાન છોડ્યું, ત્યારે પેલી સંપત્તિનો, હજી બાકી રહેલો શેષભાગ ત્યાં રહી ગયો હતો !

હવે એ શેષ સમૃદ્ધિને જો કોઈ દીવાસળી ચાંપી દે તો સારું, એમ વિચાર થતો હતો, ત્યાં તો થોડી વારમાં, કોઈ બીજો ભિખારી એ શેષમાં પોતાનું મહાભાગ્ય વાંચતો ત્યાં ઊભો રહી ગયો હતો !

અને એમ ને એમ એ શેષ સમૃદ્ધિ, અનંત ગરીબી-નું પ્રતીક દર્શાવતી, સાંજ સુધી રત્નખાણની જેમ, એક પછી એક, કોઈ ને કોઈ ગરીબની આવશ્યકતાને સંતોષ આપતી, ખડી રહી હતી !

બીજે દિવસે સવારે ફરતાં એ તરફ દૃષ્ટિ જતાં હું ચોંકી ઊઠ્યો !

એઠવાડના બોજા નીચે બધી જ સમૃદ્ધિ દટાઈ ગઈ હતી !

આગલી સાંજરે, આસપાસના કોઈ ને કોઈ બંગલામાં થયેલી ઉડાઉ મિજલસનું બગડેલું ધાન્ય, પોતાની બિન-આવડતનો તુમાર કરી ન બેસે માટે, કોઈક નોકર, તમામ સેળભેળનો ત્યાં હમલો કરી ગયો હતો !

[ ૩ ]

## બડભાગી કોણ ?

દુધેશ્વરના આરાને હસતું આવ્યું કે રડવું આવ્યું એ ખબર નથી, પણ મા સાબરમતીનાં નીર શોકભારે જરાક મંદ જણાયાં હતાં !

દેહ બળતી હતી. અગ્નિના કણ આકાશમાં ઊડતા હતા. અને પડખેના રેતીપટમાં માણુસોની ઠઠ્ઠ જામી હતી. જેની રાખ થઈ રહી હતી એનાં, યશોગાન ગાતાં ગાતાં, પોતાના હુંકારને ઓપ આપનારાં ભાષણો થઈ રહ્યાં હતાં !

જ્યારે એ સઘળું પૂરું થયું ત્યારે સૌ પાછા ફર્યા.

સૌના દિલમાં એક કામ પતી ગયાની ચિંતામુક્તિ હતી. નીકળ્યા ત્યારે પગલાંમાંથી ભાર ગયો હતો. દિલમાં વ્યવહાર વાત કરવાનો અવકાશ દેખાતો હતો.

સૌ પોતપોતાની ટોળકીમાં પાછા ફરી રહ્યા હતા. અને એમાં વચ્ચે વચ્ચે મૃતાત્માને સંભારી લેતા હતા !

પણ ટોળું ઘણું મોટું હતું. એવો એ બડભાગી કોણ હશે જેને આટલા બધા વળાવવા આવ્યા હતા ?

સવારની ઝાંખી આછી પ્રકાશરેખામાં એ ટોળાને જોતો હું ત્યાં બેસી રહ્યો હતો. સામે ચંદ્રભાગાના ખંડેર

હતાં. આઘે, નવી ઊભી થતી ઈમારતોનાં અભિમાની ડોકાં દેખાતાં હતાં. પાછળ આકાશ સાથે વાત કરતી ટાંકીઓનાં ઉન્નત શીર્ષ આવી રહ્યાં હતાં!

અને બડભાગી માનવને ત્યાં રેતીમાં રાખીને સૌ પોતપોતાના ત્વરિત કાર્યક્રમની વિચારમાળામાં હવે ઝડપ-થી પાછા ફરી રહ્યા હતા!

એ જ સાંજે, એ જ રેતીમાં નિહાળતો, ઝાંખી થતી ભૂખરી ધૂસર હવાની ગ્લાનિ દેખતો, હું ત્યાં બેઠો હતો. મારાથી થોડે દૂર એક ફિલસૂફ ગધેડા સાથે, એક કજિયાળું કૂતરું, જીવનવિગ્રહી સવાલની ચર્ચા માંડી બેઠું હતું. અને એ કોઈની દરકાર કર્યા વિના સામેથી કાગડા ઉતાવળે ઉતાવળે માળામાં પાછા ફરી રહ્યા હતા!

થોડીવારમાં હું બેઠો હતો ત્યાંથી જ, એક કોઈ બાઈ નીકળી. એણે કાળું ઓઢણું ઓઢ્યું હતું. મોં થોડુંક ઢાંકી દીધું હતું. એના ખોળામાં જાણે કોઈ મૃતફૂલનો ભાર હતો. એ ધીમે શોકઘેરા પગલે નદી તરફ જઈ રહી હતી. એની પાછળ થોડે દૂર, એક કૂતરું આવી રહ્યું હતું!

ઠીક સમય ગયે, મોડેથી એ જ્યારે પાછી ફરી, ત્યારે આકાશમાં તારાઓએ ડોકાં કાઢવાની હરીફાઈ માંડી હતી. નદીનો પટ શૂન્ય થતો જતો હતો, અને દૂરના ધોબીના તાપ સિવાય સઘળે શાંતિ લાગતી હતી.

તે શોકઘેરા પગલે જ આવી રહી હતી. આવીને એક પળ, જે દિશામાંથી હમણાં એ આવી, એ દિશા તરફ જોઈ રહી, જોઈ જ રહી. પછી એણે ધીમા રુદનનું ગ્લાનિ-ભર્યું એક ડૂસકું ખાધું અને ભારે હૈયે એણે એ સ્થાન

છોડયું. પણ એની પાછળ આવી રહેલું કૂતરું હજી ત્યાં ઊભું હતું! પોતે જ્યાં ગયું હતું એ સ્થાનની જાણે યાદી બારી નોંધ લેતું હોય તેમ, એ પણ ત્યાં ઊભું રહી ગયું હતું!

પેલી બાઈ ચાલતી થઈ. પણ કૂતરું હજી ત્યાં ઊભું હતું!

એણે એક વખત રૂદનભીના અવાજે એને બોલાવ્યું. પણ એની સામે જરાક જોઈને, અને થોડાં ડગલાં ચાલીને, ફરીને પાછું, એ પેલા સ્થાનકને જાણે યાદ કરતું હોય તેમ વળી ઊભું રહી ગયું!

બે ત્રણ વખત રૂદનઘેરા અવાજ આવ્યા:

'કાળિયા! ચાલ બેટા! ચાલ હવે, ચાલ. ..' પછી તો જાણે એ અવાજ ભાંગી ગયો.

ધીમા શોકઘેરા વિચારભારે પગલે કૂતરું પાછું ફર્યું ખરું, પણ પાછું વળી આવીને ત્યાં જ ઊભું રહી ગયું! જાણે પેલા પોતાના દોસ્તની જીવનહવા છોડવા માગતું ન હોય!

—સવારે જે એક મોટું ટોળું વળાવવા આવ્યું હતું એ, અને આ એક હલકટ શ્વાન!

—હું તે કયા મૃત્યુને બડભાગી ગણું એની મથામણમાં ત્યાંથી ઊઠ્યો, ત્યારે તો અંધકારની સાથે મિલોના ધૂમાડાએ ક્યારની ગાઢમૈત્રી કરી લીધી હતી!

## જડભરત

લીમડાની છાયા જેમ ઢળે તેમ પોતાનો લમાચો ફેરવતો એ જડભરત ત્યાં પડયો રહેતો.

એને કાંઈ કામ ન હતું. કોઈ સાન ન હતી. કોઈ જાતનું એને ભાન ન હતું.

એક વખત દેવસભામાં આના વિષે જ મહાન પ્રશ્ન ઊભો થયો. બ્રહ્મદેવની આકરી કસોટી થવા માંડી. પ્રશ્નો આવવા માંડયાઃ 'તમે હેતુ વિનાનું કોઈ સર્જન કરતા નથી, તો આ પેલો, આખો દિ લમાચા ફેરવ્યા કરે છે, એના સર્જનમાં શો હેતુ છે?'

'એના વડે લીમડાને શોભા મળતી હશે!' કોઈ દેવે કટાક્ષ કર્યો.

'એમ નથી, સર્જનમાત્રના હેતુરૂપ દેવને કોઈ કોઈ વખત, આવી વિચિત્રતાઓ સાથે જરા વિનોદ કરવાનું ફાવે!'

'હૈં! બ્રહ્મદેવના સર્જનનું ઊંડાણ એ તો સમજવાવાળા સમજે! જ્યાં તણખલું નકામું નથી, ત્યાં કાંઈ આવો માણસ જેવો માણસ નકામો હશે? એનો પણ ઉપયોગ હશે!' વરુણદેવે કહ્યું.

'ઉપયોગ છે ને! એના વિના સૂરજ નારણને આવા

ગાભા દેખાડે કોણ?' કોઈએ શાંત કટાક્ષ માર્યો.

દેવતાઓ તમામ મોટેથી હસી પડ્યા.

[૨]

પણ તે રાતે બ્રહ્મદેવને નિદ્રા આવી નહિ. એણે મનુષ્યના માનસનું માનસ અને એનું માનસ એમ અતળ ઊંડાણનાં પાણી માપવા માંડ્યાં. ક્યાં ય—આ જડભરતનો ઉપયોગ?

અંતે એમને એક કૂંચી જડી ગઈ. સાચું કે આ માણસની પાસે કાંઈ કહેતાં કાંઈ મૂડી રહી ન હતી. બુદ્ધિ, અક્કલ, શ્રમ, ઉદ્યોગ પ્રેમ બધી જ મૂડી એણે ખોઈ નાખી હતી. પણ એને બે હાથ હતા. બે પગ હતા. ચાલવાની શક્તિ હતી. આટલી મૂડી ઉપર પણ એ ધારે તો સાત સાત ભવસાગરનો વેપાર ખેડી શકે!

માણસની અક્કલ એ જ કાંઈ થોડો એનો છેવટનો આધાર છે?

કદાચ અક્કલની વધારે પડતી પ્રશસ્તિ બાઈને જ અક્કલવાળાઓએ દુનિયાને અક્કલહીન અથડામણ આપી નથી?

અને બ્રહ્મદેવે આ ભિખારીને એક જ વિચાર બિંદુ આપ્યું! ભીખ માગવાનું!

એ ભિખારી હવે નવરો ન હતો. એને એવું સૂઝ્યું કે એ ભીખ માગવા માંડ્યો!

અત્યાર સુધી તો એ ઢેફાની જેમ પડ્યો રહેતો. લમ્બાયા આમથી તેમ ફેરવતો. ઢળતા છાયા પ્રમાણે લમ્બાયા

ગોઠવતો. પણ એને હવે એ હલકામાં હલકું કામ મળી ગયું. ભીખ માગવાનું.

દેવસભામાં બ્રહ્મદેવની મશ્કરી કરનારાઓએ મશ્કરી કરી: 'હે ! આ તો બ્રહ્મદેવ ! બાજરાને વાંસડો આપે ને કીડીને દર આપે. એમની સૃષ્ટિમાં કોઈ નવરું નહિ. કોઈ નિર્હેતુ નહિ. આ જડભરતને પણ જુઓ કામ ન આપ્યું ? ભીખનું !

]

પણ દેવતા તમામ એક દિવસ મશ્કરી ભૂલી ગયા. પેલો જડભરત ભિખારી, જે રોટલાના ટુકડા, બટકાં કટકાં, માગી ભીખીને ભેળાં કરી લાવ્યો હતો તે, પોતાની આસપાસ રહેતા અપંગ આંધળાં તદ્દન રોગીયલ, એવા એવાઓને એમને થાનકે એ પહોંચાડી રહ્યો હતો ! કોણ જાણે શું થયું. એને રાતોરાત જાણે એનું મહાભારત કામ મળી ગયું હતું ! પોતાના કરતાં વધારે અશક્તને કાંઈક પહોંચાડવાનું ! ત્યારથી એને ભીખ ઓછી પડવા માંડી. દિવસ નાનો લાગવા માંડ્યો. રાત નકામી લાંબી જણાઈ. એને લખાઆ આમથી તેમ ફેરવવાની ઉપાધિ દેખાવા માંડી.

અને બ્રહ્મદેવે હસીને દેવતાઓને પૂછ્યું: 'મહાનુભાવો ! હવે તમને આ જડભરત કેમ લાગે છે ? આંહીંથી, તમે જેનું ઘણું સન્માન કરો છો એ શક્તિ, કોઇને થોડી ને કોઇને વધુ મળે છે.

પણ ખરા સદ્ભાગી તો એ છે કે જે, એમને મળેલી અશક્તિમાંથી પણ કાંઈ ન કાંઈ જીવનની મહાન શક્તિનું

રહસ્ય કાઢે છે!

મહાનુભાવો! સ્વર્ગ માત્ર સશક્તો માટે નહિ, વિજયી પુરૂષો માટે જ નહિ, એક પળ પણ, પોતાની અશક્તિમાં શક્તિ તો રહી જ છે એમ જાણનાર માટે પણ છે. મેં ક્યાંય કેવળ અશક્તિ મૂકી જ નથી!'

—અને તે દિવસે દેવલોકમાં સૃષ્ટિ રહસ્યનાં જે ગાન થયાં તેમાં જેટલો શક્તિનો એટલો જ અશક્તિનો, જેટલો સદ્‌ગુણનો એટલો જ દુર્ગુણનો, જેટલો વિજયનો તેટલો જ પરાજયનો, જેટલો પુણ્યનો તેટલો જ પાપનો, પણ મહિમા ગાવામાં આવ્યો.

—અને ત્યારે જ સૌને ખબર પડી કે દુનિયામાં એક વસ્તુ ક્યાંય નથી. નિરાશા.

## સ્વપ્નાંનો વારસ

મારા જીવનની નિષ્ફળતા ઉપર કેટલા બધા પરોપકારી માણસોએ આંસુ સાર્યાં છે! પણ હું એમને શી રીતે સમજાવું કે મુરબ્બીઓ! તમે કહો કે ન કહો, હું જાણું છું કે, એક વસ્તુ મારે આંગણે કોઈ દિવસ આવી શકે તેમ નથી. વિજય. વિજયને પોતાનો અનોખો માર્ગ છે. મેં એ માર્ગ કોઈ દિવસ નિહાળ્યો નથી. અને વિજયની આંગળીએ રખડનારી પેલી છોકરી–કીર્તિ–એ પણ સારી રીતે જાણે છે કે, એણે ક્યાં જવું, ને ક્યાં ન જવું સફળ જીવનની આ બે સિવાય ત્રીજી મોંઘી વસ્તુ તો લક્ષ્મી રહી. કંચન, એ મેં જોયું નથી એ ખરું, પણ એ જોવાની મને ઇચ્છા નથી એ પણ એટલું જ ખરું છે. કંચનને જ જોઈ રહેનારા ઘણાં માણસોનાં જીવન મેં નિહાળ્યાં છે. તદ્દન અકિંચન. એટલા માટે હું સ્વપ્ને પણ કંચન કે કંચનનું જીવન બન્નેમાંથી એકે ઇચ્છિતો નથી.

એટલે આમ જેની પાસે સંસારી જીવનનો વિજય નથી, કીર્તિ પણ નથી, કંચન પણ નથી, અને છેવટે સુવાસ–પેલી ખોટા મુક્ત પોલા હાસ્યની પેદાશ, એ પણ જેની ગાંઠમાં નથી, નિષ્ફળ જીવનનો આના કરતાં વધારે પુરાવો શું? અને છતાં હું જાણું છું કે હજારો સફળતા

આ નિષ્ફળતાની અદેખાઈ કરતી ઊભી રહી છે !

હું પોતે કબૂલ કરું છું કે મારું જીવન નિષ્ફળ છે. પણ સફળતા જેમને વરી હોય, એમને ઈર્ષા થાય એવો એક પદાર્થ મારી પાસે છે. મને એક ભવ્ય નિરર્થક પદાર્થ મળ્યો છે. બીજું કાંઈ નહિ. જીવનના અંતિમ શ્વાસ સુધી જો એ મારો રહે, અથવા તો હું એનો રહું એટલે બસ. એથી વિશેષ કાંઈ પણ જીવનમાંથી મને મળે એમ હું ઈચ્છતો પણ નથી. મને મળેલાં ભવ્ય, નિરર્થક, ખોટાં અને ઘેલાં સ્વપ્નાં કાં એ મારાં રહે અથવા તો હું એમનો રહું. બસ. તમને તમારા સંસારમાં જેટલો રસ છે એનાથી એક હજાર ગણો વધુ રસ મને મારાં સ્વપ્નામાં છે. આ મારો રોગ હોય કે જીવનની ભેટ હોય કે વારસો હોય કે જ્ઞાનતંતુનો સડો હોય કે ગાંડપણની નિશાની હોય, ઈશ્વરની મહેરબાની હોય, સરસ્વતીની કૃપા હોય કે લોહીનો ગુણ હોય, વિચિત્ર ધૂન હોય, વ્યસન હોય કે જે હોય તે ભલે હોય, કે કાંઈ ન હોય, મારે એનું પૃથક્કરણ કરવું નથી; મારે માટે તો એ છે એટલું જ બસ છે. એ ભ્રામક 'નથી' હોય તો પણ એ 'નથી' નું 'છે' એ જ બસ છે.

મને મળેલાં સ્વપ્નાના વારસાનો એક જીવન્ત ઈતિહાસ છે. જે વસ્તુ કયાંય હતી જ નહિ—નાગમણિ, એની શોધમાં, મારી સાતમી પેઢીએ થયેલા કોઈ સ્વપ્નઘેલાએ જીવન-ન્યોછાવરીની રમ્મત માંડી હતી ! એમાં પરાજય જ મળ્યો. પણ એની એ રમ્મતનો રંગ સહજ સુંદરીઓના કસુંબલ રંગે દિપી નીકળ્યો ! આ કસુંબલ રંગદર્શિતાએ સ્થાપેલી મનોરાજ્યની ઘેલી સૃષ્ટિમાં જે જે રંગ પછી

આવ્યા, એ બધા જ એની મહેકથી મહેકતા રહ્યા. ત્યાર પછી થયેલા બીજા કોઈ સ્વપ્નદ્રષ્ટાને કે ભ્રમમાં રમનારાને, એક એવું નાગાર્જુનની રસાયન શોધવું હતું, જે પૃથ્વીમાંથી કાં વૃદ્ધત્વ લઈ લે કાં મર્ત્યત્વ લઈ લે! એ બન્નેમાંથી કોઈ જ ન બન્યું; કારણ કે બનવાનું જ ન હતું; એનો એને રંચ જેટલો શોક ન હતો; પણ પોતાના મહાન સ્વપ્નની પાછળ ખુવાર થઈ ગયાનો એનો નશો, જોનારા કહે છે કે એ નશો તો મહાન વિજયોત્સવની પળને પણ ઝાંખી પાડે એવો અદ્ભુત હતો!

ચંદ્રલોકમાં ફરવાની ઘેલછા—કોઈ માને કે આવો કોઈ ઘેલો હોય?—પણ ખરેખર એવી ઘેલછાની પાછળ જ પોતાનું સર્વસ્વ ગુમાવનારનું ગૌરવનામ અમારે ત્યાંના વાતાવરણમાં હજી પણ ગુંજતું ફરે છે! હલકી ધાતુને સોનામાં ફેરવી નાખવાની ઘેલી મહેચ્છાથી અમારામાંનો કોઈ ને કોઈ ઠીબકાં ભેગો થયો છે. પણ તેથી શું? એ ઠીબકું એનું, એનું મૂલ્યાંકન સોનારૂપાથી પણ ન હોય. ગોરખ મત્સ્યેન્દ્રના કેવળ હવાઈ નામની હવાઈ સૃષ્ટિનો સાક્ષાત્કાર કરવાની એવી જ મહેચ્છા, એ વારસો પણ કોઈ મગજગેપને મળેલો! જેની સામે વારસો જ આવો છે એ માણસને તમે સંસારના ડહાપણનું ઝેરપ્યાલું આપી આપી—આપીને, કેટલુંક આપી શકો? અને એ કેટલુંક લઈ શકે? તમે કોઈ દિવસ તમારી કલ્પનામાં પદ્મિનીને નજરો-નજર નિહાળવાનો પળ બે પળનો મહામોંઘો અનુભવ માણ્યો છે?— પેલી રજપૂતી જમાનાની ચિતોડના કોટ-કાંગરે અણનમ ખડક સમ ઊભેલી પદ્મિનીને; એ અનુભવ

હલાવી નાખે એવો લાગતો નથી? એવો અનુભવ લેનારો જ્યારે રંગદર્શી ઘેલછાનું પ્યાલું નથી પીતો ત્યારે ગાંડી મુરખાઈનું પ્યાલું પીએ છે. શુક્રની ભૂમિમાં ખીલી રહેલી મંદારની પુષ્પવાટિકા જોવા મળે એવા માણસને આ પૃથ્વીમાં પછી જોવા જેવું કાંઈપણ ન લાગે તો એ દોષ એના સ્વપ્નાવારસાનો! એ જોયું ન જોયું થાય ત્યારે જ એનામાં આપણી આ ડાહી પૃથ્વીનું ડહાપણ આવે. પૃથ્વીનું ડહાપણ અને સ્વર્ગની ઘેલછા એ બન્નેની વચ્ચે જ જો પસંદગી કરવાની હોય તો તો માણસ ડહાપણ કરતાં ઘેલછાને જ વધુ પસંદ ન કરે?

કલ્પના ન હોવી, એના જેવી કોઈ જ સુખદ સ્થિતિ આ સંસારમાં સુખેથી રહેવા માટે નથી. પણ કલ્પના હોવી ને ડાહ્યો સંસાર પણ હોવો, એના જેવી બીજી કોઈ યાતના પણ નથી. એટલે તો સૌને સૌનો સંસાર મુબારક હોય એવી સ્થિતિ જ આનંદજનક છે. મને આ મારી ઘેલી સૃષ્ટિનો હવાઈ ગુંબજ મુબારક હો. તમને તમારી સૃષ્ટિની લીલા મુબારક હો.

મારી પાસે લાખો રૂપિયા હોય તો હું શું કરું ખબર છે? શું કરી શકું? બીજું કાંઈ નહિ. આટલું જ. દુનિયાભરની નિરર્થક કલ્પનાઓને મારે આંગણે ભેગી કરું. જે કલ્પના સફળ થાય છે, એ તો કલ્પના જ રહેતી નથી. એમાંથી કલ્પનાની સુંદરતા ઉડી જાય છે. અને જીવનનો રસ પણ ચાલ્યો જાય છે. એને તો ગણતરી કહેવાય છે. ગણતરીબાજ થઈને આગળ વધી જવાનો કે વિજય મેળવવાનો, નામના કાઢવાનો, નામના મૂકી જવાનો, કે એવો

કોઈ જ રોગ મને લાગે છે મારો થયો નથી ને થવાનો પણ નથી. મારા માટે તો મોટામાં મોટો સંસાર જ આ છે; સુંદર, ભવ્ય, નિરર્થક કલ્પનાઓ ભેગી કરવી એ. મેં એક માણસને જોયો હતો. એને બાપનો વારસો મળ્યો હતો. કલ્પનાને ઘણા ઇચ્છતા નથી; પણ કલ્પનાના નથી હોતા, એવા બીજા તમામ વારસા, માણસને માટે શાપ રૂપ થઈ રહે છે. કીર્તિનો પણ. મહાન પિતાના નાના પુત્રો, દુનિયાને ઘણોખરો મશ્કરો વિનોદ, એમની પાસેથી મળી રહે છે. પણ સઘળા વારસામાં, લક્ષ્મીનો વારસો હોવો, એ જીવનની અધમતા સરજવા માટે, ભયંકરમાં ભયંકર વસ્તુ છે. એ માણસે પોતાને મળેલ તમામ લક્ષ્મી શામાં વાપરી ખબર છે–? જૂના 'વેનીશ્યન કટ ગ્લાસ' એવો તો મધુર રણકો હવે ભાગ્યે જ કોઈ કાચમાંથી મળે છે, એવા 'વેનીશ્યન ગ્લાસ' જૂના વખતના, ભેગા કરવામાં, એણે તમામ લક્ષ્મી વાપરી. એને સઘળા મૂરખ ગણતા હતા. મેં એને શાબાશી આપી હતી કે તેં નિરર્થક જણાતી વસ્તુઓને તારી કલ્પનાથી મહાન બનાવી. બીજો એનો કોઈ ડાહ્યો વાપરનારો પણ—એ સિવાય બીજું શું કરવાનો હતો? જેનું ખરી રીતે કાંઈ જ મૂલ્યાંકન નથી, એને કાલ્પનિક મૂલ્યાંકન આપવા સિવાય, અર્થશાસ્ત્રીઓ પણ બીજી કઈ રીતે સંસાર ચલાવી શકે તેમ છે? એટલે તો મેં પેલાને શાબાશી આપી કે દોસ્ત! તેં નિરર્થક જણાતી વસ્તુઓને મહત્તા આપીને તારી જાતને મહાન તો બનાવી!

[૨]

મારું ચાલે તો પોતાના સ્વપ્ન પાછળ ખુવાર થઈ

ગયેલા અકિંચન મનુષ્યોની એક જુદી જ વસાહત વસાવું. એમાં જૂના શિલ્પના નમૂનાઓ ભેગા કરવામાં પોતાનો ધંધો ખોઈ બેઠેલો કોઈક રડ્યો ખડ્યો શ્રીમંત હોય; રંગપીછીની રાત–દિવસ ઉપાસના કરતાં કરતાં કાલ્પનિક સુંદરીની પાછળ, પોતાની પત્ની, પુંજી, પ્રતિષ્ઠા અને પ્રાણ ખોઈ બેઠેલો કોઈ ઘેલો ચિતારો હોય; દેશજનોને નવપ્રાણ આપવાના ભગીરથ પ્રયત્નમાં ક્ષીણ થઈ બેઠેલો કોઈ અભિનવ જુવાન આત્મા હોય; સાહિત્યસેવા માટે ભીખનાં હાંડલા ભેગાં કરી કરીને ઘરમાં એનો ખડકલો માંડતો ગાંડો ગણાતો કવિ જ ન હોય; ઘરબાર, વસ્તુ, રાચરચીલાં, બાપદાદાની મિલ્કત, તમામ હોમીને કોઇ નિષ્ફળ પ્રયોગના ભયંકર ખડક ઉપર ઊભેલો ચક્રમ્ વિજ્ઞાની પણ હોય; અને પોતાની માની લીધેલી એકાદ વિચારસરણી માટે ફાંસીને લાકડે લટકતો ભગવતસિંહ પણ હોય! સંસારની આજની જણાતી તમામ શોભા આવા ઘેલા માણસોના જીવનખંડેરના કટકામાંથી ઊભી થયેલી છે, એમ કોઈ કહે તો કોઈ માને ખરું? પણ ફિલસૂફ ડોસો ઇતિહાસ આની સાક્ષી પૂરે છે! જો થોડાંક માણસો પોતાની ઘેલછા પાછળ ફનાફાતિયા થઈ ગયાં ન હોત તો આ ડાહ્યો સંસાર અત્યારે કાં જંગલી હોત અને કાં ગાંડો હોત: બે ચાર શબ્દોનાં મૂળ શોધવા માટે ટિબેટ અને ગોબીના રણમાં મૃત્યુના આહ્વાનને હસતે મોંએ ઝીલનારા, શબ્દઘેલા નીકળ્યા ન હોત તો સંસારનું શું ખાટું મોળું થઈ જવાનું હતું? ને બરફના રણમાં સૂઈ જનારાને કઈ બાદશાહી મળી જવાની હતી? પણ ફાંટાબાજ કુદરતને મન જેટલો મહિમા

ડાહ્યા, સમતોલી મગજના, વ્યવહારુ, વિવેકી માણસોનો છે, એનાથી લેશ પણ ઓછો મહિમા, પોતાનાં આવાં રખડુ, સ્વચ્છંદી, રંગીભંગી, અગડમ્ બગડમ્, અડબંગી એવાં અલગારી બાળકોનો નથી, એટલે તો જુગે જુગે કોઈ ને કોઈ આવા ફનાફાતિયા પંથનો મુસાફર નીકળી આવે છે અને સંસારને નવી શોભા, નવો પ્રાણ, નવો પંથ, નવો પ્રકાશ, નવો રસ આપતો, જીવનન્યોછાવરીનો રાહ દેખાડે છે ! એક દિવસની વાત ન બની હોત તો હું પણ તમારામાંનો એક હોત. પણ એ બન્યા પછી હવે સ્વપ્નના વારસાને, વારસા તમામથી શ્રેષ્ઠતમ માનીને, એની પાછળ ખુવાર થનારા માટે પ્રેમભરી માનાંજલિ અર્પતો રહ્યો છું !

[ ૩ ]

એક દિવસની વાત છે. હું એક પહાડી રસ્તે દૂર દૂર ફરવા નીકળ્યો હતો. આવા પહાડી રસ્તા ઉપર ફરનારાઓમાં જેમને રસ્તાનું ભાન નથી રહેતું એમને એક લાભ મળે છે. કોઈ ને કોઈ અદ્ભુત દૃશ્ય જોવાનો. ઘણો દૂર નીકળી ગયો છું, સાંજ પડવા આવી છે ને ઝાંખી બનતી વનવાટ, પછી ભુલભુલામણીનું રૂપ ધારી લેવાની. એમ ધારીને હું પાછો ફરી જવાને વિચાર કરી રહ્યો હતો, ત્યાં સામેના એક ડુંગરી ખડક ઉપર એક તદ્દન નાનું પણ નાજુક અને સુંદર પુષ્પ સમું, બેઠાઘાટનું એક મકાન મારી નજરે પડ્યું. ચારે તરફના ડુંગરાઓ વચ્ચે એ એકલું ઊભું હતું. મેં એક દૃષ્ટિ આસપાસનાં સર્વ દૃશ્યો ઉપર ફેરવી. પોતાની આવી અટૂલી એકલતાને લીધે વધારે રમણીય જણાતું એ, કુદરતના ખોળામાં આરામ લેતા કોઈ શિશુ જેવું જણાતું

હતું. અટૂલી એકલતા મને હમેશાં રહસ્યમય લાગી છે, એટલે મેં મકાન તરફ મારા પગ વાળ્યા.

એક નાનકડી ઝાંપલી ઉઘાડીને હું અંદર પેઠો. મેં એક સુંદર ચતુરેખ પુષ્પવાટિકા જોવાની ત્યાં આશા રાખી હતી. પણ એને બદલે આંહીં તો કુદરતી રીતે ઉગેલા થોડાં આડાં અવળાં વૃક્ષો સિવાય અને એની મેળે ઉગીને ઊભેલા પુષ્પછોડો સિવાય કાંઇ જ ન હતું. એક તરફ છ સાત, રૂપેરી પાંદડાં વાળાં 'ઓક' નાં ઝાડ ઊભાં હતાં; છેટે દૂર ખૂણા ઉપર બે ચાર 'યુકેલિપ્ટીસ' કપૂરઝાડ' હતાં; વચ્ચે વચ્ચે કોઈ કોઈ પહાડી વૃક્ષ આમ તેમ ઊભાં રહી ગયાં હતાં. અને છતાં આનું પણ એક પ્રકારનું અનોખું આકર્ષણ જણાતું હતું.

એક નાની પગદંડી પગદંડીએ મકાનના મુખ્ય પ્રવેશદ્વાર તરફ હું આગળ વધ્યો.

પ્રવેશદ્વાર પાસે પહોંચ્યો, તો ત્યાં કોઈ જ ન હતું. આસપાસ નજર કરી. કોઈ દૃષ્ટિએ ચડ્યું નહિ. અંદર જવું કે ન જવું એની બે ઘડી મનમાં ગડમથલ થઈ. એટલામાં સીડી ઉપરથી જરાક અવાજ આવતો સંભળાયો. ઉપરથી કોઇક નીચે આવી રહ્યું હતું. મને લાગ્યું કે ઘરનો માલિક હોવો જોઇએ. એટલામાં તો એ દેખાયો. એના ઉપર દૃષ્ટિ પડી.

સામાન્ય રીતે મને માણસોના ચહેરા ઉપર એમની ઇતિહાસકથાવલિ શોધવાની ટેવ પડી છે, અને ઘણી વખત એવી ઐતિહાસિક નવલકથાવલિ ત્યાં હોય છે પણ ખરી. પરંતુ આ જે માણસ આવી રહ્યો હતો, એના ચહેરા ઉપર

મારી દષ્ટિ પડતાં તો હું છક્ક થઇ ગયો. ત્યાં કેવલ ઇતિહાસ કથાવલિ ન હતી, વર્ષો જૂની જાણે પ્રયત્નોની, પરાજયોની, અને વળી યાતનાઓની, રેખાવલિ દેખાતી હતી. કોઇ એક જ ચહેરાને આટલી બધી લિપિવાળો મેં ક્યારેય જોયો ન હતો. એટલું જ નહિ, આવી સ્પષ્ટ લિપિવાળો પણ જોયો નહોતો. એની દષ્ટિ મારા ઉપર પડી અને એ રહી ગયો. બોલ્યા વિના જ એણે મને પોતાની પાસે આવવાની નિશાની કરી. હું આશ્ચર્ય પામતો હિંમતથી આગળ વધ્યો.

[૪]

પણ મારે માટે વધુ આશ્ચર્યો હવે આવવાના હતાં. અમે એક ખંડમાં પેઠા. મેં જોયું તો ત્યાં ચારે તરફ જૂની અસંખ્ય શિલ્પાકૃતિઓ વેરણ છેરણ આમ તેમ પડી હતી. પણ એક વધુ આશ્ચર્ય ! તમામ શિલ્પાકૃતિઓ સ્ત્રીઓને લગતી હતી ! દેશ વિદેશની, જાવા, સુમાત્રા, ચીન, તિબેટ, નેપાલ, કમ્બોજ, અમરાવતી, ગાંધાર, ઇરાન, બેબીલાન પણ તમામ આકૃતિઓમાં નારી એક રૂપે કે બીજે રૂપે દેખાતી હતી ! કોઇ ઘેલો માણસ આંહીં એકલો આવીને વસી રહ્યો છે કે શું ? એ વિચારથી હું ભડકી ઊઠવાની તૈયારીમાં હતો, ત્યાં એ માણસ પોતે જ, મારી વાત સમજી ગયો હોય તેમ મારી સામે પણ જોયા વિના, ચાર તરફ પડેલી આકૃતિઓને હાથથી દેખાડતો હોય તેમ હાથ ફેરવતાં ફેરવતાં બોલ્યો.

'આ બધી માયા મેં દુનિયાભરમાંથી શોધી શોધીને આંહીં ભેગી કરી છે. એની પાછળ જેમ એક ઇતિહાસ

છે તેમ એક રહસ્ય પણ છે. પરંતુ રહો, પહેલાં હું તમને કાંઈક પુછી લઉં. દુનિયામાં તમને એવો કોઈ પદાર્થ જણાયો છે જેનો તાગ લેતાં જીવનનો તાગ મળી જાય? ટૂંકામાં જે પદાર્થ ને લીધે પદાર્થોમાં પદાર્થત્વ આવે છે! આવું તમને કોઈ દિવસ થયું છે? એવું થયું હશે તો જ આ વાત મારી સમજાશે.'

વેદવારાના જૂના જમાનાની આવી વાણી સાંભળવાની મેં આંહીં આશા રાખી ન હતી. ચારે તરફ એક દૃષ્ટિ કરી તો ત્યાં આ વાણી સાથે સુસંગત એવા કંદમૂળ, પાંદડાં કે ફળ ફળાદિ કાંઈ દેખાતાં ન હતાં. મને આ માણસ માયાવી લાગ્યો. પણ એટલામાં એ હસી પડયો. એટલે તો હું ભડકી ગયો. ત્યાં એ જ બોલ્યો: 'આ વાત જૂના જમાના જેવી લાગે છે એ ખરું, પણ આ એક જ વાત એવી છે કે જેને કોઈ જમાનો નથી. બાકી તમામ વાતોને જમાનાનો રંગ ચડે છે ને ઊતરે છે. મારી પાસે બે વસ્તુ હતી. લાખો કરોડોનો લક્ષ્મી વારસો હતો, અને કોણ જાણે કેટલાય જુગથી ચાલતી આવેલી સૌન્દર્યની સાગરછોળ હતી! જયાં તમને કેવળ સામાન્યતા નજરે પડે, ત્યાં કોણ જાણે શું હતું, હું સૌન્દર્યનો સાગર રેલાતો જોઈ શકતો. મને મળેલો જાણે કે, એ સ્વપ્ન વારસો હતો.'

એના આ શબ્દ વપરાશથી હું ચોંકી ઊઠયો. પણ ત્યાં તો એણે જ આગળ ચલાવ્યું.

'માણસને મળેલું મન એ એનો ભવ્યમાં ભવ્ય, સાચામાં સાચો, અને ભયંકરમાં ભયંકર વારસો છે. આ મનનો જે તાગ મેળવે તે જીવન, મૃત્યુ તમામનો તાગ મેળવે. મેં

એટલા માટે શોધ માંડી. સુંદરમાં સુંદર સ્ત્રી ક્યા જમાનાની, કયે ઠેકાણે, કઈ પ્રતિમામાં વસી રહી હતી—એ મારો શોધનો વિષય બન્યો. મને મળેલો સ્વપ્નનો વારસો—એને દબાવવા જતાં હું, હું જ ન રહેત. એટલે મેં બીજો જ માર્ગ લીધો.' તે થોડીવાર અટકી ગયો. 'પેલી પડી છે—શિલ્પાકૃતિ–એ નેનીવાહની રમણી છે. એના તરફ જુઓ તો! કેટલી અદ્ભુત એ નારી છે! લાગે છે કે હમણાં કાંઈક બોલશે! પેલી કમ્બોજની. પેલી ગાંધારની. પેલી છે એ કાશ્મીરની સુંદરી–એની વાણી, જાણે કોઈ દિવસ નહિ સમજાય એવું નહિ બને; એટલી બધી નિત્ય યૌવનની રસકુંપી એની પાસે છે. વાણીમાં મહત્ત્વ શબ્દનું નહિ, રસનું છે. અને રસની મૌન સિવાય કોઈ ભાષા નથી.'

'પણ તમામમાં...,મેં કહ્યું.'

'સુંદરમાં સુંદર મને કોણ જણાઈ એ તમારે જાણવું છે નાં?' એણે વચ્ચે જ મને રોકીને ઉતાવળે જવાબ દીધો 'કહું, કહું, હું એ વસ્તુ ઉપર જ આવી રહ્યો હતો. પણ જીવનનાં સત્યોને તમે જેટલી ધીરજ ને શાંતિથી મેળવી શકો છો, એ સત્યને ઉચ્ચારવા માટે પણ એટલી જ શાન્તિ ને ધીરજ જોઈએ. જે વારંવાર સત્યનું ઉચ્ચારણ કરવાનો વેષ ભજવે છે તે બનતાં સુધી અસત્ય જ બોલે છે. મેં સુંદરમાં સુંદર સ્ત્રી, યુગોના યુગો જાય પણ જેના ઉપર જાણે એક દિવસનો સમય પણ ગયો નથી એવી જે રહેવાની છે, જેને જાણે કે નિત્યયૌવન સિવાય કોઈ વય જ નથી...જે માનવકૂળની સાથે સાથે જ સંચરનારી છે.'

આ સૌંદર્ય શોધનારા વિચિત્ર માણસનો છેલ્લો

નિર્ણય સાંભળવા હું તલપાપડ થઈ રહ્યો હતો. પણ એને પોતાનો નિર્ણય સંભળાવવાની ઉતાવળ લાગી નહિ. તેણે તો વાતને જરાક આડી ફંટાવી.

'દુનિયામાં જે માણસ ફનાગીરી સિવાય, પોપટ પઢ્યા પ્રવચનોની માફક પોતાના સત્યની શોધ કરવા માંડે છે, તે માણસના જેવી કરુણ મૂર્ખતા કુદરતમાં બીજી કોઈ જ નથી. હું તમને પણ આ કહું છું. જેમ જીવન, મરવા માટે છે, તેમ જુવાની ફના થવા માટે છે. મેં, મને મળેલો લાખો રૂપિયાનો વારસો, આ જૂના અને કેટલાક તો ઢંગધડા વિનાના લાગતા પથરાઓની પાછળ ગુમાવ્યો જ હોત, જો એક સત્ય મને મળ્યું ન હોત તો. પણ માત્ર એ એક જ સત્ય મને મળ્યું અને તમામ વસ્તુઓ ખોયાનો મારો શોક જતો રહ્યો. જૂની વાતોમાં ક્યાંક નથી આવતું, એક એક સત્ય લાખોના દ્રમ્મ વડે કોઈ માણસ ખરીદે છે. તે પહેલાં, મને એ કવિની કલ્પના લાગતી. હવે એ સત્ય લાગે છે.'

'પણ તમને...'

'કહું કહું,' તેણે હાથથી નિશાની કરી. 'નાનકડા શિશુને પણ વાર્તાની પગદંડી નહિ, વાર્તાનો અંત જાણવાની તાલાવેલી લાગેલી હોય છે. મને જે નારી સુંદરમાં સુંદર લાગી, જેના જેવી સુંદર કોઈ જોવાનું નથી, એ નારી, નહિ કમ્બોજની, નહિ ગાંધારની, નહિ કાશ્મીરની, નહિ લંકપ્રદેશની, પણ કેવળ... વિચારો તો ખરા, છક થઈ જશો, આપણી કેટલી નિકટથળની છે!'

હું અધીરો થઈ ગયો

'... પણ કેવળ મારી મનોભૂમિની હતી. સૌથી સુંદ-રમાં સુંદર વસ્તુ કોઈ સ્થળે હોતી નથી. **એ તો કેવળ માણસના મનોમય આકાશી કલ્પનાનું અમર્ત્ય કુસુમ છે.**

'પણ... તે થોડીવાર થોભ્યો. પછી મારી સામે જોઈ રહ્યો. ધીમેથી, શાંતિથી, દૃઢતાથી એણે એક વાક્ય ઉચ્ચાર્યું અને હું ભડકી ગયો,

'પણ જેમ સુંદરમાં સુંદર વસ્તુ માણસની મનોભૂ-મિમાં છે, તેમ સત્યમાં સત્ય વસ્તુ પણ ત્યાં જ છે. અને જો એ એ ત્યાં હોય તો ઇશ્વરત્વ અમર્ત્યત્વ—પણ ત્યાં જ હોવું જોઈએ. લાખો રૂપિયા ફના કરીને મેં આ એક જ વસ્તુ મેળવી છે. ઇશ્વિર પણ ક્યાંય નથી. એ હોય તો માણસની મનોભૂમિમાં છે. પોતાના મનનો અભ્યાસ કરવાને બદલે, જે માણસ ઇશ્વર પ્રાર્થનામાં વખત કાઢે છે, મને લાગે છે, એ મૂર્ખમાં મૂર્ખ છે. મને આ વસ્તુ મળી છે, ત્યારથી મારામાં નવું બળ આવ્યું હોય તેમ મને લાગે છે.'

'તમને એ લાગે છે—એ પણ અસત્ય નહિ હોય?' મેં એને તરત ઉપાલંભી અવાજે પૂછ્યું.

'તો પણ વાંધો નથી;' તેણે તરત દૃઢ રીતે જવાબ વાળ્યો, 'કોઈકનાં ઉચ્ચારેલાં સત્યોને પોતાનાં હોય તેમ ગ્રહણ કરીને, વ્યવહાર ચલાવવો એ ઊતરેલાં કપડાં પહેરવા જેવું છે. જ્યારે મેં મેળવેલું અસત્ય, એ મારી ફનાગીરી-માંથી મને જડયું છે, માટે મને તારવા જેટલી શક્તિ એનામાં હોવી જોઈએ...બસ...'

તેણે હાથની જરાક નિશાની મને જવા માટે કરી.

જેમ કોઈ એકાકી સિંહ પોતાની ગુફામાં પેસી જાય તેમ એ અંદરના ખંડમાં ચાલ્યો ગયો. એ જતાં હું એકલો થઈ ગયો. મારી આસપાસ જમાનાજૂની સુંદર નારીઓ માત્ર રહી!

આ વિચિત્ર જણાતા એકાકી નાસ્તિકની આ શક્તિ હતી કે અશક્તિ હતી, અશ્રદ્ધા હતી કે અસત્યની દૃઢતા હતી, શું હતું એનો કાંઈ નિર્ણયાત્મક ઉકેલ હું શોધું તે પહેલાં એણે જ મને અંદરથી ધીમા અવાજે કહ્યું: 'મુસાફર! હવે તમારે જવું જોઈએ. આંહીં બહુ શોભનારા કાં દિવાના થઈ જાય છે કાં પગદંડીની જટાજૂથમાં જાત ખોઈ બેસે છે, એટલે અંધારું થાય તે પહેલાં તમે રવાના થઈ જાઓ. પણ આટલું નોંધજો, સૌથી મોટી અપંગતા આ છે, સત્યની બાબતમાં બીજાની શોધને અનુસરવું તે.'

અને તેણે મને એકલો જ રહેવા દઈને પોતાના ખંડનું બારણું પણ બંધ કરી દીધું.

અંધારઘેરા માર્ગે, સ્વપ્નના વારસાને વિચિત્ર રીતે શોધી રહેલ, આ વિચિત્ર વ્યક્તિ વિષે વિચાર કરતો હું ત્યાંથી એ વખતે તો પાછો ફરી ગયો. પણ ત્યાર પછી એ સ્થાન શોધવાના ઘણી વખત મેં ફાંફાં માર્યાં — પણ મારા બધા પ્રયત્ન નિષ્ફળ ગયા. એ બધાં ફાંફાં જ રહ્યાં. એ સ્થાન મને ન મળ્યું તે ન જ મળ્યું. કેવળ એણે પ્રગટ કરેલું સ્વપ્નવારસાનું શ્રેષ્ઠતમ મહત્ત્વ, મને દોરવા માટે હોય તેમ, મારું થઈને રહી ગયું એટલું જ!

[ કેટલીક વિચિત્ર વ્યક્તિઓ ]

## લાલજીભાઈ !

**આ** કોઈ વ્યક્તિ વિષેની વાત નથી હો ! પણ જેવી રીતે ભારતકાલનો અશ્વત્થામા ચિરંજીવ છે, જેવી રીતે હરેક પથ્થરમાં, સાધુ સંત ને સિંદુર મળે, એટલે હનુમાનજી બેઠા જ છે, જેવી રીતે હરેક ઘરમાં નુકસાનનો કર્તા "કોણ જાણે કોણ" ઠેબે ચડતો હોય છે પણ દેખાતો ક્યારે ય નથી, તેવી રીતે આ લાલજીભાઈ, હીરજીભાઈ, નવાબસા'બ, જામસા'બ, નવલશા હીરજી, લખેશરી, એવી એવી કેટલીક વ્યક્તિઓ હરહમેશ સમાજમાં ફરતી જ રહે છે. જ્યાં જુઓ ત્યાં એ ઊભી જ હોય. એવી કેટલીક વ્યક્તિઓનો પરિચય હાલતાં ચાલતાં થઈ જાય તો જીંદગી સુધી યાદ રહી જાય ! એક વખત મારે ભેટો થયો એવા લાલજીભાઈ નો. એ લાલજીભાઈ કોઈ વિષયમાં નિષ્ણાત નહિ એવું નહિ ! હરેક વિષયના એ જ્ઞાતા. બર્નાડ શૉ કહે છે તેમ X. Y. Z. દરેકનું જાણે; પણ A. B. C. એકેનું નહિ !

સંગીત તો એમનું. ભાષા એમની. અરે યાર ! હું એક દિવસ છક્ક થઈ ગયો. લાલજીભાઈએ તો એક દિવસ ધનુર્વેદ વિષે ભાષણ આપ્યું હતું. એ તો સારું થયું કે એ છેવટે બોલી ગયા કે ધનુર્વાનો કોઈ અકસીર ઉપાય હોય તો તે ભાંગના સેવનનો છે. ત્યારે તો એમનું આખું ભાષણ ચોખ્ખું થયું !

નરસિંહ મહેતાએ ગાયું છે તેમ 'નામરૂપ જૂજવાં અંતે તો હેમનું હેમ હોયે–' એવી લાલજીભાઈની સમજણ ! પણ એ ગમે તેમ, નરસિંહ મહેતાની એ કડીના ખરા પાલનકર્ત્તા લાલજીભાઈ ! બીજા બધા તો કડી મોંએ ગોખે એટલું જ.

પ્રોફે. અમનચમનને તમે મળો તો એ નમૂનો પણ કાઢી નાખવા જેવો નથી. એમણે પ્રોફેસર પદ લેતા પહેલાં રેશમી કાપડની દુકાન ચલાવી. પણ સામું પેરેશુટિયું આવી પડ્યું એટલે એમણે પી. એચ. ડી. જ કરી નાખ્યું !

પણ એ ડિગ્રી મળ્યા પછી પ્રાપ્યા. અમનચમન ચોપડીને બહુ નસ્તી આપતા નથી. એમનો એક સિદ્ધાંત છે કે નહિ ભણવાવાળાને કોઈ ભણાવી શકવાનું નથી. ને ભણવાવાળા તો એની મેળે ભણવાના જ છે ! એટલે ખરી રીતે, જે નથી ભણાવતા એ જ સાચા પ્રોફેસરો છે. ને જે ભણાવે છે એ બિચારા હજી વિદ્યાર્થીઓ જ છે ! પ્રોફે. અમનચમન એક ફિલસૂફી શીખ્યા છે કે આ તમામે-તમામ વાદળની છાયા છે. હમણાં આ છાયા છે, બીજી બીજી વખતે બીજી ! આ છાયા છે ત્યાં એનો લાભ લઈ લો ! બાકી ભણવાવાળા તમામ માસ્તર થાય છે ને ન ભણવાળા મજા કરે છે ! પણ આ અમનચમનનો નમૂનો

ક્યાંથી આવ્યો એ પણ જાણવા જેવું છે.

અમારે ત્યાં એક હતા વકીલ-રૂપિયા હમેશના ટેબલ ઉપર બે હજાર મૂકાવે. પછી એમણે કાઢી શાળા. શાળામાં ભેગા કર્યાં માસ્તરો. પછી ત્યાં આપ્યું એક ભાષણ. આ ચર્ચામાં એમણે એમ કહ્યું કે તમારો મોટો ધરમ સેવાનો છે. તમે દેશના થાંભલા છો. તમારા ઉપર દેશનો આધાર છે. . .એમણે ધાર્યું કે આમ આ ભાષણથી ભેખધારીઓ નીકળી પડશે ને સંસ્થા ચાલશે, પણ એમાંથી પછી નીકળ્યા અમનચમન.

અમનચમનનો આમ જન્મ થયો છે.

એટલે અમનચમનનો નમૂનો પણ રાખવા જેવો ખરો !

હવે હયોને એક ત્રીજો નમૂનો આપું. એ પેદાશ પણ તાજી જ છે, એને તમે મળો તો ઓળખી શકો નહિ કે આ તે બૈરું છે અ-બૈરું. પઠાણી લેંઘો પહેરે. પહેરણ પહેરે. ને ઉપર વાદળી રંગનું ઉપરણું નાખે ! વાળનાં પાછળ કાન સુધી જ પહોંચે એવાં ઓડિયાં રાખે ! અને 'હાય રે !' કહીને લટકું એવું કરે કે તમને પડે શંકા કે માળું આને તે બૈરું ગણવું કે અ-બૈરું ગણવું ! હાથમાં એની પાસે ભરેલી થેલીમાં ચોપડી અચૂક હોય-મનતાં સુધી દુનિયાની જુદી જુદી વેશ્યાવૃત્તિના અભ્યાસની. અને એની પોતાની 'સાઈકોલોજી' તદ્દન 'ક્લીઅર' હોય ! ચોપડી રાખવાનો ને એમનો સંબંધ ધૂમ્ર અને અગ્નિ જેવો. પણ વાંચવાનો ને એમનો સંબંધ બાદરાયણ સંબંધ જેવો !

આ પણ લેવા જેવો નમૂનો ગણાય. લેવો ન લેવો

એ તમારી ઇચ્છા. હિંદીયુનિયનમાં રાખવો કે પાકીસ્તાનમાં એ તમારી ઇચ્છા. મેં તો રજૂ કર્યો. અને આ નવીન નમૂનો પણ ભૂલતા નહિ. સીકસ્થમાં ત્રણ વખત નાપાસ થયા પછી અભેદ્યભાનુ શાસ્ત્રાચાર્ય નૃત્ય શીખ્યા. અને દોઢ મહિનામાં એમણે એમાં નિષ્ણાત પદ મેળવ્યું. પછી એ થયા નૃત્યકલાચાર્ય. એ 'સ્ટેઇજ' ઉપર બનતાં સુધી ઇંદ્ર થાય ને કાં શંકર હોય ! શંકર થઈને કૂદકો મારે ત્યારે ધૂળ ઊડે ને ઇંદ્ર થઈને મારે, ત્યારે વીજળીવાળાને ડર લાગે !

'જે તે' કરીને આ ડરતે મોંએ કોણ સામે ઊભા છે ખબર છે ? ત્રણ અઠવાડિયામાં એમણે મોન્ટેસોરીનું શિક્ષણ મેળવ્યું હતું, અને બીજા એમાં નાસ્તા સીખેની શાળા સ્થાપી હતી. એમને ત્યાં એટલા બધાં 'સર્જક શિશુઓ' આવે છે કે ભવિષ્યમાં હવે કોઈ વિવેચક શિશુ અહીં રહેવાનું નથી ! એમને ત્યાં તમામેતમામમાં 'સર્જક શક્તિ' છે. એમને ત્યાં શક્તિવાળાં શિશુઓ આવતાં હતાં ત્યાં સુધી તો એ પહોંચી શકતા. પણ હવે કામે નથી પહોંચી વળતા, કારણ કે 'પ્રતિભાશાળી' શિશુઓનો પાક આ છેલ્લા વર્ષોમાં, ખાસ કરીને સરકારી લોટ આવ્યા પછી, વધી પડયો છે ! પોતાનું 'બારક' 'કરા'માં 'પાછર' નથી, એ જાણીને કોઈ વૈરીએ એમને 'જયહિંદશિશુ'નો ચાંદ આપ્યો છે, તે એમણે ટેબલના ખાનામાં રાખ્યો છે !

એમના સંચાલન પછી હવે સૌ વૈરાંને ખાતરી થઈ ગઈ છે કે એમની કૃપે 'સર્જક પ્રતિભાઓ'નો સોંઘો પાક આવવા માંડયો છે ! બળદેવ પણ એ ચિંતામાં છે

કે આટલી બધી પ્રતિમા જો એકી સાથે પ્રગટશે તો એક નવી સૃષ્ટિનો ખપ પડશે.

પૃથ્વી અને આકાશની વચ્ચે એકાદ નવું સ્થાન હવે નીકળી પડે તો નવાઈ નહિ !

બેરાને શું વાલું છે ખબર ? ગપ્પાં ! ત્યારે એ કલાના નિષ્ણાત આ અમારા અભયપ્રસાદને તમે ઓળખો છો ? એમણે એ વિદ્યાને પોતાની કરી છે. જ્યારે જુઓ ત્યારે એ બેઠા સ્ટેલિનની ને કાં ચર્ચિલની–છેલ્લામાં છેલ્લી ખાનગી ખબરો કહેતા હોય ! માઉન્ટબેટને આપેલી સિગા-રેટને વલ્લભભાઈએ શી રીતે ફેંકી દીધી એ તમને એ કહી શકશે. ને તે પણ પોતે ત્યાં હાજર હોય તેમ ! જવાહર નહેરુ ભાષણમાં ભાંગરો વાટવાના હતા. પણ વલ્લભભાઈએ ચરોતરની તમાકુ સુંઘાડી એટલે એમને છીંક આવતાં એ આખું વાક્ય જ રહી ગયું, એની એક આ ભાઈને જ ખબર હોય ! અને દાઢથી બે કરોડ રૂપિયા મારનાર કોણ છે એ પણ એ જાણતા હોય !

એમને હિંદીમહાસાગરના અનામી ટાપુના એલચીની જગ્યાની 'ઑફર' આવેલી, પણ આપણે 'મેવા' નથી જોઈતા આપણે તો 'દેશસેવા' કરવી છે એ ભાવનાથી એમણે એ જતી કરેલી ! અને અત્યારે એક સપ્તવર્ષીય મોટી યોજનામાં પડયા છે. એમની ઇચ્છા એવી છે કે એક પોળમાં મહાન પ્રયોગ દાખલ કરવો.

એ પોળમાં રહેનારા તમામ એકસરખાં કપડાં પહેરે, એકસરખી ટોપી નાખે, વળી નામને લીધે આપણામાં જાતિભાવ જાગ્રત રહે છે એટલે સૌ પોતાના વાંસા ઉપર

ને છાતી ઉપર નંબર નાખે, ને પોળમાં કોઈ મહાશંકર ને કોઈ ફુલચંદ ને કોઈ પ્રેમલીલા રહે જ નહિ ને! નંબર ૧, ૧૩, ૧૩૩, ૭૫૫૬, ૮૭૦૧, એમ બધા નંબર હોય! કોઈ વાણિયો નહિ, બ્રાહ્મણ નહિ—બધાય નંબર! ૧૭, ૨૭, ૩૫, ૩૫૦, ૩૫૦૦ એમને બોલાવવા હોય તો પણ નં. ૩૫, નં. ૧૦૧ ને બોલાવે ને એકસોએક, પચાસને બોલાવે. બાકી જે ગોપાળની આરતી!

એ પોળમાં એક બીજો અખતરો થવાનો છે. તમામનું અનાજ કરાશે ભેગું ને પછી બનાવાશે એક મોટું રસોડું. સવારે ૭.૩૦ ત્યાં ચા મળશે. બપોરે ૧૨, ૩૦. મકાઈના રોટલા, લીમડાના પાનનું શાક, ને ખાખરાના પડિયામાં કોળાંની છાલનાં ભજિયાં પીરસાશે. સાંજે ૬.૩૦ ત્યાં થૂલું ને છાશ અપાશે. જે કોઈ ગૌવધ બંધ કરાવવા ઝુંબેશ ઉપાડશે તેના ફળ રૂપે આ છાશ પામશે, આ છાશ સોનેરી ઘડામાં લઈને પહેલવહેલી પીરસાય એવી ગોઠવણ કરવી છે! બોલો હવે? હશે ના સ્વર્ગનું છાપરું આંહીં જ?

ભગવાન એમની આ દેશદાઝને અમર કરે! માથે છાપરું રહેવાનું સૌને જોઈએ, માટે ગોઠવણ એવી થવાની છે કે ઘરઘર વચ્ચે અગાશીની દીવાલો કાઢી નખાશે ને પથરાશે મોટાં પાથરણાં. આ પ્રયોગ કઈ પોળ પહેલવહેલી કરવાની છે એની આગાહી કરવાનું મારું ગજું નહિ તો! એ કામ સમાજશાસ્ત્રીઓનાં. એમ તો અમારી પાસેના લેખક 'હું' કાર ' પણ ક્યાં એક નમુનો નથી? માણસ પોતાની જાતને જાણે એ સ્થિતિ ઘણી વિરલ કહેવાય છે, પણ એમને

'ગુરુ મળ્યા બ્રહ્મજ્ઞાની' એટલે આ સ્થિતિ આવી ગઈ છે. તમે એમને ઓળખો એના કરતાં 'હું કાર' જાતને વધારે ઓળખે તો ! આ જમાનો બહુમતીનો રહ્યો અને બહુમતી મેળવવા માણસે પોતાની જાત પ્રગટ કરવાની રહી, એટલે એ રીતે તો સૌ કોઈ આ જમાનામાં જાતને જાણતા તો હોય જ છે. પણ પેલી અરજીમાં આવે તેમ, અથવા નવીનચંદ્ર બનેલા સરસ્વતીચંદ્રે બુદ્ધિધનને કહ્યું હતું તેમ, એમનું પહેલું 'ક્વૉલિફિકેશન' એટલે પહેલો સદ્‌ગુણ એ કે 'હું કાર' વાંચ્યા વિના વિદ્વાન ગણાય છે. અને વિદ્વાન થયા વિના વિદ્વાન બની શક્યા છે ! એમના શબ્દો બોલીએ તો, 'હું તમામ પુસ્તકોનાં 'પ્રાઇસલીસ્ટ' વાંચતો જ રહું છું. એટલે એવું પુસ્તક ભાગ્યે જ પ્રગટ થાય છે કે જેનું નામ મેં વાંચ્યું ન હોય !

'હું કાર' કહે છે કે: 'મારી બીજી ખૂબી એ છે કે હું બોલતો નથી, અને બોલું છું તો મારો મત આપતો નથી. એટલે મારામાં શું છે એ મારો આતમરામ જાણે છે ને બીજામાં શું છે એ હું જાણું છું ! મારી ત્રીજી ખૂબી એ છે કે હું લખતો નથી ને લેખક છું, હસતો નથી ને હાસ્યપ્રેરક છું, વાંચતો નથી ને વાચક છું, અને સેવા જાતની કરું છું ને સેવક સૌનો છું ! 'ફોરેઈન સેક્રેટરી' તરીકે આપણું હિંદીયુનિયન મને લાયક ગણે કે ન ગણે એ સવાલ જુદો છે, પણ એકે ભાષા હું ભલે ન જાણતો હોઉં છતાં, દરેક ભાષાની ડિક્સનરી મારી પાસે છે !

મારા આ સદ્‌ગુણ પ્રત્યે હું સૌનું ધ્યાન દોરું છું. મેં કોઈ વિષયમાં ચંચુપાત કર્યો નથી, પણ મારા જેવું

આમોફીની થાળીવાળું મળવું મુશ્કેલ છે. તમે દુનિયાના ગમે તે ખૂણામાં એક વાક્ય બોલો હું તરત એ વાક્યને થાળીવાળા ઉપર લગાડી આપું છું !'

એક નવો નમૂનો પ્રહર્ષણપ્રસાદનો પણ છે. પ્રહર્ષણ કહો કે પ્રહસન કહો બધું સરખું છે. પણ એમનામાં એ ખૂબી છે કે ઘણુંખરા હાસ્યરસિક લેખકો દેખાવે હાસ્ય-પ્રેરક હોતા નથી, પણ આ પ્રહસનપ્રસાદ તો બોલ્યા વિના જ હાસ્યપ્રેરે તેવા છે !

એ ઘણુંખરું બોલતા નથી. હસે જ છે. તમે કહો કે લોકોમાં અજબ ઉત્સાહ પ્રગટ્યો છે. તો એ એમના સ્થૂળ શરીરને—આ શરીરને અમે ગજશરીર કહીએ છીએ, શ્વાસોચ્છ્વાસનો શબ્દ ઘસારો નહિ આપે. એ તરત હસવાના ને બહુ મોટેથી મહાહાસ્ય નહિ, ધીમું મંદ મર્કટી હાસ્ય ! મેં તે પહેલાં ક્યાંક હંસ-હંસન નંદનંદન વિષે લખ્યું હતું, પણ એ વખતે આ પ્રહર્ષણપ્રસાદનો તો ખ્યાલ જ નહિ ! આ ઉકરડે પડેલું રત્ન તો અચાનક જ મળ્યું. અને મળ્યું એટલે તો બાપલિયા ! આવું મોંઘું રત્ન કાંઈ હું છોડું ? ને હું છોડું તો પણ એ મને શેના છોડે ? પ્રહસનપ્રસાદનો આ એક અજબ ગુણ છે. એ તમારી સાથે વાતો નહિ કરે. હસ હસ જ કરશે, જવાબમાં પણ હસશે ને સવાલમાં પણ હસશે. તમે કહો કે આજ વરસાદ સારો આવ્યો તો એ શબ્દવ્યય નહિ કરે. હાસ્ય એ જ એમનો મોટો શબ્દ ! હમણાં આપણે ત્યાં દિવેલિયા ગંભીર મોંની છત થઈ ગઈ છે એનું કારણ પણ આ પ્રહસનપ્રસાદ. બધું હાસ્ય એમને સોંપાઈ ગયું પછી લોકોમાં વહેંચવા જેવું ઓછું

રહ્યું એટલે બિચારા બ્રહ્મા પણ શું કરે?

પ્રહસનપ્રસાદની પાસે બેસવાની મોજ માણનારો પછી બીજી મોજ ભાગ્યે જ માણી શકે! તો પણ પાછા જો જો હો, તમે એમના આ જાતિને ગાંડપણ ગણતા નહિ. લોકમહેરામણ ઉલ્લાસે ચડ્યો ત્યારે 'પેરેશુટિયા સીલ્ક'ના રાષ્ટ્રીય દેશી વાવટા એમણે પહેલા તૈયાર કર્યા બીજાને તો પછી સમજ પડી! એમ તો એ હવાની ગંધના મોટા જાણકાર છે. તમારું પોલીસખાતું જાણે તે પહેલાં ત્રણ દિવસથી એ વાતાવરણ જાણતા હોય, ને કઈ ખડકીમાં એમનું ગજશરીર બરાબર પકડાઈ રહેશે એ પણ એમણે શોધી કાઢ્યું હોય. એ ભલે ને ધીમી ગજગતિએ જતા હોય પણ એમના મોં ઉપર ફરકતું હાસ્ય બધું જાણતું હોય. આ સૂખી જીવાત્મા પરમાત્માએ ઘડ્યો ત્યાર પછી એની પણ કલ્પના થાકી ગઈ હોય તેમ એવું બીજું બીબું એ ઘડી શક્યો નથી. નહિતર કોઈને નહિ ને એની બબલીની બાને, આવું માનવ સળેખડું શરીર આપીને એ કવિજનોનો ઉપાલંભ શું કરવા સહે? અરે! ભાઈ પ્રજાપતિ! તું એમના જેવો બીજો એક સુખાત્મા સરજી શક્યો નહિ કે આવું ખડમાંકડી બેરું, કોઈને માટે નહિ ને એમને માટે નિર્માણ કર્યું! એ બન્નેને સાથે ઊભા રાખીને, આપણે રવિશંકર રાવળ વારંવાર કહે છે નાં, 'કમ્પોઝીશન' એવું ચિત્રણ સરજાવવું હોય તો ભલે, આપણી કાંઈ ના નથી, બાકી એની બબલીની બાને એની સાથે ઊભા રહેવાની ભાઈસા'બ! હું તો ભલામણ કરતો નથી! આ પ્રહસનપ્રસાદે તમારા શેક્સપીઅરને પણ છક્કડ

ખવરાવી છે. એ કવિ વારંવાર કહેતો નાં કે હું જાડા નરથી ડરતો નથી, પણ એણે આ અમદાવાદી પ્રહસન-પ્રસાદ નહિ દીઠેલા તો! નહિતર તો એ બિચારો પણ નાટક લખતાં જ થંભી જાત. પૂછોને પેલા લારીવાળા મલાજીને? શું થયું તે?

ગલાજીને બચારાને મન થયું કે લાવને સૌ ફરકાવે છે તે હું પણ એક ધજા ફરકાવું. પોતાની લારી ઉપર એમણે મૂકયો રાષ્ટ્રીય ધ્વજ ને બૈરાંની સાથે હાલ્યા મલપતી ચાલે! એમને એમ કે પ્રહસનપરસાદની રાતદી થોડી ભીડભેસ કરી છે? આટલા કપડામાં શું લેશે? ને માગશે તો આપી દેશું ચાર આના!

એમનો ધ્વજ તો લારી ઉપર લેરખી લ્યે ને એમના મનમાં પણ ક્યાંય હરખ માય નહિ!

ગલાજીને તો બૈરું'ય જોબનવંતું મળેલું એટલે લારી તો રમતી આવે ને ધ્વજ પણ લેરખી લેતો આવે! રાષ્ટ્રીય ધ્વજ! મલાજી પાછા મનમોજે ચડી ગયેલા, સૌએ કહ્યું નાં કે હવે દખ જાશે, એટલે એમને દખમાં દખ ખાવાનું એ પણ હવે જાશે, એમ સમજીને એમના પગ, જે અન્નના અભાવે પોળા પડેલા, તે'ય આજનો દિવસ રંગમાં આવી ગયેલા! કોક અદકપાંસળીવાળાએ એમને શંકરમાયા બતાવેલી કે હવે તો દેશના પરધાન પણ કાં તો તમારી સાથે મકાઈનો રોટલો ખાશે ને નકર પરધાનપદું, સાપ કાંચળી છોડે એમ છોડી દેશે, એટલે મલાજી તો માતા જાય, રેંકડીને હિલોળે ચડાવતા જાય, ને ત્રિરંગી ધ્વજ તો શું લહેરાતો આવે! મલાજીની

છાતીમાં અભિમાન તો ક્યાંય માય નહિ હો !

ને એમ ને એમ આવ્યા પ્રહસનપરસાદની દુકાને !

'કેમ કાકા ! આ તમે આપ્યો પણ જોયો ?' ગલાજીએ લારીને ચડાવેલો પેરેશુટિયો ધ્વજ બતાવ્યો. પણ પ્રહનપ્રસાદ જેનું નામ ! એ તે કાંઈ બોલતા હશે ? એ તો હસ્યા !

ને એની સામે હથેળી ધરી ! ને પોતાની બીજી હથેળીમાં નોટો બે ને એક આઠ આનડી બતાવી !

ગલાજીના પેટમાં તો ધ્રાસ્કો પડ્યો !

અઠીરૂપિયા ?

ત્યાં તો પ્રહસનપ્રસાદની આગળ ધરેલી હથેળીના આંગળાં ઉતાવળની નિશાની કરતાં હાલ્યાં ! ઝટ પૈસા કાઢ, ભલે તેં રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો બાપલા !

પણ આ પ્રહસનને ઘડ્યા પછી બ્રહ્માને થાક ચડ્યો તો હું કોણ ? લાલજીભાઈ સાથે મારે એક પ્રસંગ પડ્યો હતો તેની વાત કરીને અથેતિ કરું.

## [ ૨ ]

લાલજીભાઈ સાથે મારે એક વખત મુસાફરીનો પ્રસંગ આવ્યો. વાત એમ બની કે લાલજીભાઈ નીકળ્યા'તા કોઈ વિવાહ પ્રસંગે. સાથે ગાંઠડાપોટલાં, છોકરાં, બૈરી, ને વાસણકુસણ લઈને. લાલજીભાઈની ચોકસાઈ તો ત્યાં થર્ડ-ક્લાસના ડબામાં ચડતાં જ દેખાઈ આવી. પોતાનાં, સોડાની કાચલી જેવાં ચશ્માં ચડાવીને લાલજીભાઈ બોલ્યા: 'આપણે કેટલાં છીએ હસુ !'

હસુ લાલજીભાઈનાં વહુ. એ છણકો કરીને બોલ્યાં : 'શું તમે પણ વેદિયાની પેઠે આપણે કેટલાં છીએ, આપણે કેટલાં છીએ, કરો છો? હું, તમે, ટપુડી, અગલી, મનકો, વનકો, ને ગીગુડી. બીજાં કેટલાંક ભેગાં છે? મગનો, છગનો, ગગનો તો ઘેર રહ્યા છે!'

'તમે સમજ્યાં નહિ હસુ!' લાલજીભાઈ ચશ્માં કાઢેલી ઘાટનાં હાથમાં રાખીને અને એક હાથમાં ચોપડી રાખીને બોલ્યા : 'આપણે ગણતરી માટે બધી વસ્તુઓને પણ સાથે ગણો તો જ કાંઈ નહિ ભૂલાય. નહિતર કાંઈક ભૂલાઈ જશે!'

'સારું એમ ગણો લ્યો, એમ ગણો. તમે તો વેદિયા તે વેદિયા જ રહ્યા. અમથો છોકરાંવે હુડિયો બોલાવ્યો હશે!'

હવે બન્યું હતું એવું કે એક વખત લાલજીભાઈ કોઈ એક સ્કુલમાં ગયા. પરીક્ષક તરીકે. પણ વાત એમ થઈ કે કાબલા ચશ્મા વિના લાલજીભાઈનું ધબાય નમઃ ને એ જ મહત્ત્વની વસ્તુ પોતે ખોઈ બેઠેલા!

એટલે ઘણા પાટીમાં આંકડા, જોયા કરે, પણ ભાળે નહિ એકે ય. છોકરાવને આ ખબર પડી ને બોલાવ્યો હુડિયો!

લાલજીભાઈ આજ તો વિવાહ મંગલાદિ ઉત્સવાર્થે મુસાફરી કરવા નીકળ્યા હતા એ આપણા રામને ખબર નહિ, એટલે હું જ્યાં સ્ટેશને આવી ચડયો ત્યાં લાલજીભાઈ પોતાની લંગર લઈને ઊભેલા દૃષ્ટિએ પડયા. એટલે મેં મનમાં કીધું કે માર્યા, જો લાલજીભાઈ ભેટી જાશે, તો એનાં ક્યાંબચાં સાચવીને ઠરડ નીકળી જાશે! એટલે ઘણું સંસ્કા-

રિતાના કેન્દ્ર સમું પુસ્તકખાનું સામે હતું, તેના તરફ હળીને કોઈ પુસ્તકમાં માથું નાખી દીધું, પણ એટલામાં તો પાછળથી લાલજીભાઈનો બનકો જ ચોટી પડ્યો, ' એ કાકા ! હાલો, કાકા બોલાવે ! '

' અરે ! ' મોં હસતું રાખીને ને હજાર મણનો શોક-ભાર મનમાં રાખીને મેં કહ્યું: ' તું ક્યાંથી અહ્યા ? બનકા ! '

ત્યાં તો લાલજીભાઈનાં વહુ હસુબહેનનો જ લહેકો સંભળાયો: ' ઓહોહો ! ચોપડીયું જુઓ, ચોપડીયું, નહિ તમને કોઈ ચોટી પડે હો. ઈ તો પછી તમારે'ય ભાઈ ! દિ હાલ્યા આવે છે. શું કરે છે અમારાં—બચારાં કેવાં સારાં છે–તમને એકલા એકલા નફકરા ફરવા દે છે ! હાથમાં એક ચોપડું ને બગલમાં ધોતિયું ક્યાં, ઉપડ્યા છો ? '

' તમે ક્યાં જાવ છો ? '

' પે'લાં તમે બોલોને, તમે ક્યાં જાવ છો ? '

' હું ? હું તો એ...ને વાંકાનેર ! '

' થયું ત્યારે. અમે'ય ત્યાં ! આ તમારા ભાઈને સમ-જાવો. એ ગાંઠડાં પોટલાં ગણી શકતાં નથી. '

' કેટલાં છે ? લાવોને હું ગણી દઉં ! ' હવે મારે ન છૂટકે મુસાફરીરસનું પ્યાલું હાથમાં લેવું પડ્યું.

' અરે વેદિયા છો વેદિયા ! તમને કોલેજમાં બધાયને આવું ભણતર ભણાવે છે કે શું ? ગાંઠડાંપોટલાં ને છોકરાં બધાંય ને ભેગાં ગણે છે ! '

મને નવાઈ લાગી. ત્યાં લાલજીભાઈ જ બોલ્યા: ' યુ સી—શી હેઝ નો કોમન સેન્સ......

'અરે ! તમારું ઈ ગોટપીટ મૂકીને વાત કરોને, હું કાંઈક સમજુ તો ખરી, આ અંગ્રેજીએ તમને બીજું તો કાંઈ ન આપ્યું, પણ ઘરનાં માણસથી વાત છાની રાખવી હોય તો તરત ગોટપીટ. એમ ને એમ ભનકાને સારા ઘરની છોકરી મળતી હતી તે રહી ગઈ !'

ભનકો મારા સામું જોઈને હસી પડ્યો, ને એટલામાં સોલાપુરી ચેવડાવાળાની લારી નીકળતાં, 'એ બા ! બે આનાનો લાવોને લઈએ 'કહેતો ક ને હસુબેનને સાડલે વળગ્યો.

પણ મારે હવે આ હસુબેન ને લાલજીભાઈ વચ્ચે મારી જાતને સંભાળીને લઈ જવાની હતી. મનમાં થતું હતું કે લાલજીભાઈ મારું ધોતિયું ને આ એકપવાલું, સહી-સલામત રહેવા દે તો એનો ઉપકાર ! છેવટે ગાડી આવતા પહેલાં, ખાત્રી કરી લેવા માટે લાલજીભાઈએ ગણતરી શરુ કરી: "જુઓ જાણે એક આ શીરોઈ નંબર વન, નંબર ટુ ભનકો, નંબર થ્રી ગીગલી, નંબર ચોથો બેડિંગ, પાંચમો બબલો, . . . .'

'અરે કપાળ તમારું !' હસુબેન બોલ્યાં 'આ ત્રણ છોકરાં તમે સાચવો, બીજું બધું હું સંભાળી લઈશ !'

'પણ આપણે બધાં મળીને કેટલાં નંગ છીએ એ તો નક્કી કરો !'

'પહેલું એક નંગ તમે !' હસુબેન બોલ્યાં.

'બરાબર !' લાલજીભાઈએ વિનોદ સમજ્યા વિના જ ગાંભીર્યથી કહ્યું: છ છ છોકરાં હતાં છતાં પોતાના સ્વભાવની મોહક મીઠાશ જાળવી રહેલાં હસુબેનની મને દયા આવી. મનમાં થયું કે આ લાલજીભાઈ તો નંગમાં

રહેલ વિનોદ પણ સમજ્યા નથી. ત્યાં હસુબેન હસતાં હસતાં બોલ્યા :

'બીજું નંગ હું!'

'બરાબર . . . . .'

'અરે! શું બરાબર, બરાબર કરો છો? આ કાકી આવી હયો, આ છોકરાં ત્રણ સંભાળો. બીજું બધું હું સંભાળું છું!'

'મારી 'ફેર'માં કોણ કોણ છે?'

એટલામાં તો ગાડી આવી પહોંચી ને ઊભી રહેતાં જે ડબ્બો સામો આવ્યો, તેમાં હસુબેને મનકો ને બબલો ને બબલીને ચડાવવા જ માંડ્યાં. લાલજીભાઈ તો પોતાની 'ફેર' માં ખરેખર કેટલાં છે એમાં જ પડ્યા હતા!

થોડીવારમાં બધું બરાબર ગોઠવાઈ ગયું. સૌ બેઠાં એટલે પછી નિરાંતે પોતે ક્યાં બેઠાં છે એ જોવા હસુબેને દૃષ્ટિ કરી. સામે વગડાવાઘરી બેઠાં હતાં. ને પડખે પણ વાઘરી હતાં. એનાં ગાંઠડાં પોટલાં સાથે સૌનાં ગાંઠડાં પોટલાં સેળભેળ થઈ ગયાં હતાં.

'અલ્યા ભાઈ! તારાં ગાંઠડાં પોટલાં એક તરફ લઈ લે—તારે ક્યાં ઉતરવું છે?' હસુબેને કહ્યું.

'લીલાપર—'

'ત્યારે આ બધું તારું એક તરફ લે—પાછું અમારું કાંઈક ખોવાશે!'

'અરે બાઈ!...'

એટલામાં લાલજીભાઈ જ બોલ્યા : 'તમે એનું જરા પણ ગૌરવ રાખતાં નથી હો. એ પણ આપણા જેવાં છે...'

'હં મારા બાપા ! બોલનારો બોલ્યો, અમે ય બાપા ! પૈસા ભર્યા છે !' વાઘરીએ તરત કહ્યું.

'પૈસા તો ઠીક, આમાંથી કાંઈક સેરવી લે નહિ. તારે ઉતરવું છે લીલાપુર !'

પણ હસુબેનના આ વાક્ય સામે લાલજીભાઈએ એટલો બધો વિરોધ નોંધાવ્યો કે તમામ વાઘરી ખુશ ખુશ થઈ ગયા !

પછી અમે તો અલક મલકની વાતોએ ચડ્યા. એમાં ક્યાં સ્ટેશન આવે છે ને જાય છે એનો પત્તો લાગે નહિ. રાતનો વખત હતો ને ચડ ઉતર તો ચાલ્યા જ કરે. હસુબેને તે છતાં એક વખત લાલજીભાઈને કહ્યું પણ ખરું: 'હવે જો જો હો—પાછા કરો નહિ ભગાના ભાઈ જેવું. કાંઈક ઉપડી જાય નહિ !...'

'તમે, મને લાગે છે 'સીનીક' ....'

'હવે તમે કહ્યું એટલું ધ્યાન રાખજો ને .. તો હું બે ઘડી આંખ મીંચું !'

લાલજીભાઈએ ડોકું ધૂણાવ્યું. એટલે હસુબેને આંખ મીંચી. એટલામાં તો થોડી વાર પછી લીલાપુર પણ આવ્યું. પેલા ઘણાખરા ત્યાં ઉતરી ગયા હતા.

લીલાપુરથી આગળ જતાં મેં મારું પોટલું હાથમાં લેવા નીચે હાથ ફેરવ્યો.

પણ ત્યાં કાંઈ હતું નહિ. મને પેટમાં ફાળ પડી. છતાં તે વખતે તો શાંત જ રહ્યો.

ત્યાં તો હસુબેન જાગ્યાં: 'ગયાં પેલાં વગડાઉ ? જુઓ તો કાંઈ ખોવાણું નથી ના ?'

'તમે પણ 'સીનીક'...' લાલજીભાઈને પાછું એ જ પદ યાદ આવ્યું. પણ એટલામાં તો હસુબેન ચારે તરફ બેઠકની નીચે હાથ ફેરવતાં ખુમાખૂમ કરવા માંડયાંઃ 'પણ શીશાઈ તમે લીધી'તી કે નહિ?'

'એ તો લીધેલી જ—કેમ તમે ભૂલ્યાં–? નંબર વન...'

'અરે! નંબર વન! કાં આ ઉપાડી ગયાં ને કાં સ્ટેશને રહી. તમારું કાંઈ ખોવાયું નથી નાં?' હસુબેને મને પૂછ્યું.

'મારું પવાલું દેખાતું નથી!:

'ત્યારે તો આ પૂણી ગયાં. એ આને જોઈને જ સમજી ગયાં હતા...' હસુબેને લાલજીભાઈ સામે જોઈને કહ્યું.

પણ લાલજીભાઈ, તો કાંઈ ન બન્યું હોય તેમ ગુનાહીત કોમની ફીલસૂફી વિષે શાંતિથી મારી સાથે વાત ઉપાડવા માગતા હતા! પણ એટલામાં જ મને ખબર પડી કે પવાલાને એકલું જવું ગમ્યું નથી. પોતાના મિત્ર ધોતિયાને પણ એ સાથે લેતું ગયું છે! એટલે લાલજીભાઈનો ઘણો આગ્રહ છતાં હું એમની ફીલસૂફીમાં ભાગ લઈ શકયો નહિ. પણ ત્યારથી મેં એક નિશ્ચય કર્યો છે. લાલજીભાઈ દેખાય કે બીજી દિશા માપી લેવી!

## રાખ અને ખાખ

ઊભો તો રહ્યો પણ કોણ જાણે કેમ શું થયું મનમાં અરેરાટી ઊગી નહિ ! આખું નિવાસ સ્થાન બળીને રાખ થઈ ગયું હતું. થોડા વખત પહેલાં જ્યાં આલીશાન મકાનો ઊભાં હતાં ત્યાં આજે વાંકાં વળી ગયેલા લોઢાના ગડરના ઢગલા માત્ર રહ્યા હતા. સૌની સાથે જગ્યા તો જોવા આવ્યો, પણ કોણ જાણે શું, મનમાંથી જાણે અરેરાટી જ ઊડી ગઈ હતી ! આવું સ્થળ આમ રાખ થઈ જાય અને મનમાં કેવળ ઉપેક્ષા જ આવે એ અનુભવ તદ્દન નવો હતો. એક તદ્દન સાફ થઈ ગયેલા વિશાળ મકાન ઉપર નજર પડી. સેંકડો બારીબારણાંનો રાજમહાલય જેવો મહાલય આજે કેવળ કઢંગા બાંકોરાં બતાવતો ત્યાં ઊભો રહી ગયો હતો ! એની નજર સામે આવેલા બીજા ખંડેરોમાં કાંઈક પણ રહી ગયું હતું. પરંતુ આ તો એકદમ જ સાફ થઈ ગયો હતો ! કાટમાળના ઢગલા ચારે તરફ વેરાયેલા પડ્યા હતા. એમાંથી ઉપયોગી બટકાં કટકાં વીણી લેતા ભિખારીઓ ત્યાં ઉભરાતા હતા. એની સામે પળ બે પળ સૂનમૂન બનીને જોઈ રહ્યો.

હવે ફરીને આ જગ્યાને વસાવવાનો કોઈ અર્થ નથી એમ ધારીને સત્તાધીશોએ પણ સૌને ત્યાં ફરી ચરવાની જાણે છૂટ આપી દીધી હોય તેમ લાગ્યું! રહ્યા હતા પણ કેવળ રાખના ઢગલા!

આલીશાન બંગલા હવેલીઓથી શોભી રહેલું, માનવોથી ઉભરાતું, મોજમજા આનંદ–વિનોદ–પ્રમોદના સંગમ સમું, એક વખતનું સુખી ગામ જાણે ધરતીકંપે જમીનદોસ્ત કર્યા હોય તેવાં અસંખ્ય વેરણછેરણ ખંડિયેરોથી ગડગૂમડ નીકળેલા રગતપીતિયાના શરીર જેવું જણાતું હતું.

અને એ જ પ્રમાણે મનમાં પણ દયાને સ્થાને ઉપેક્ષા આવવા જતી. અને ઉપેક્ષા કરતાં પણ વધુ ઘૃણા આવતી હતી. નવાઇની વાત આ હતી. કોઇ ખંડેર જોઇને મને ઘૃણા થયાનો અનુભવ નવો હતો. લાગ્યું કે આ ગડર લાઈનાં ખંડેર છે એટલે એમ થાતું હશે! થોડીવાર તો બધાં દશ્યો ઉપર નજર નાખતો હું ત્યા બેઠો રહ્યો. સાંજ અંધારામાં ફેરવાતી જાય છે એ જોઇને પાછા ફરવા માટે ઉતાવળ કરી. પણ ધરતીકંપ કરતાં માનવ માનવ વચ્ચેનો ધિક્કારકંપ કેટલી વધુ ભયાનક હોનારત સરજે છે એ વિચાર મનમાં એવો તો ઘર કરીને બેસી ગયો હતો કે પાછો ફર્યો ત્યારે વચ્ચે આવતા બીજે ભળતે માર્ગે હું ચડી ગયો છું. ને ખરો રસ્તો તો ક્યાંય પાછળ રહી ગયો છે એ ભાન, ઘણે વખતે આસપાસ ચારે તરફથી કૂતરાં ભસવા માંડ્યાં ત્યારે જ આવ્યું! પણ ત્યાં તો અંધારું ઝડપથી આવી ગયું હતું. મારી દશા “જાગીને જોઉં તો” એના જેવી થઇ પડી! ખરો રસ્તો તો ક્યાંય પાછળ રહી ગયો હતો. વિચારમાં ને વિચારમાં

કેટલો વખત ગયો એનું જાણે ધ્યાન જ રહ્યું ન હતું. ખરી રીતે હું હવે કયાં છું એ જોવા જાણવા પરિચિત સ્થળોની નજરતપાસ કરવા માંડયો. મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હું ગામના સ્મશાન તરફ આવી ગયો હતો. આ ભસતા કૂતરાં એ હમેશાં સ્મશાનમાં પડયાં રહેનારાં લાગ્યાં.

[ ૨ ]

ઉતાવળે ઉતાવળે ખરો રસ્તો મેળવી લેવાની મેં ઝીણવટ ભરી નજરનોંધ કરવા માંડી. પણ આ સ્થળ અપરિચિત હતું. પાછું અંધારામાં વિંટળાઈ ગયું હતું. એટલે એકદમ કયો રસ્તો લેવો તેનો નિર્ણય કરી શકાયો નહિ. અનુમાને એક પગકેડી પકડી. ઉતાવળી ચાલ શરુ કરી દીધી. વિચાર તો હજી એ જ આવતા હતા. માણુસ માણુસ વચ્ચેનો અંટસ કેવો ભયાનક છે! પણ એ પગ-કેડી ઉપર હું માંડ પાંચ પંદર ડગલાં આગળ ગયો હઈશ ત્યાં જાણે સ્મશાનમાંથી આવીને ખડી થઈ ગઈ હોય તેવી એક કોઈ ભૂત જેવી આકૃતિ સામે ઊભેલી જોઈને હું છળી ગયો. એને આખે મોંએ ઊગેલી દાઢી, માથા ઉપર જીંથરા જેવા વાળ, ધૂળ ભરેલું એનું શરીર, અને મોટી બિહામણી ભયંકર લાલ જેવી દેખાતી આંખો! અને એક બે આડાં અવળાં ગમે તેમ ફેંકેલા ચીંથરામાં વિંટળાયલો ગાંડા જેવો એનો દેહ, એક ઠુંઠાને આધારે જાણે કોઈની રાહ જોતો ઊભો હોય તેમ ત્યાં ઊભો હતો. એક પળભર વિચાર આવ્યો કે કોઈક ગાંડો લાગે છે. ભાગું નહિતર

મારી દેશે. પણ વિચારને અમલમાં મૂકું તે પહેલાં તો એણે મોટેથી બૂમ પાડીઃ આકાશ સામું કે અંધારા સામું જોઈને એ બોલી રહ્યો હતો : 'મેં નો'તું કહ્યું ? ઈશ્વર રાહ જુએ છે. મેં નો'તું કહ્યું ? ઇશ્વરનો ન્યાય રાહ જુએ છે. ભગવાનનો હાથ રાહ જુએ છે. એમ જ થયું નાં ? કેમ એમ જ થયું નાં ? કોઈ રીયું ? બધાંય ભાગી ગયાં ! કેમ એમ જ થયું નાં ?'

હતો ગાંડો એ ચોક્કસ થયું. પણ હવે તો ગમે તેમ અનુકૂળ જવાબ આપીને આંહીથી નીકળી જવામાં સાર હતો. એટલે મેં કહ્યું: 'હા, હા, એમ જ થયું છે !'

'થયું નાં ? એમ જ થયું નાં ?' એણે તરત ફરીને વધારે ઉતાવળે અને વધારે જોર સાથે એનું એ પૂછ્યું.

'હા, હા, એમ જ થયું છે.' મેં શાંતિથી કહ્યું: અને ધીમે ધીમે આગળ ચાલવા માંડયું. પણ એની પાસેથી હું નીકળ્યો ત્યાં એ તો મોટેથી હસી પડયો, 'કાં થયું નાં ? કેમ થયું ના ? મેં નો'તું કહ્યું ? એમ જ થયું ના ? હા હા હા હા !'

'હા હા, તમે કહ્યું'તું તેમ જ થયું' મેં અત્યંત શાંતિથી એની પડખેથી જલ્દી આગળ નીકળી જતાં કહ્યું.

તે વધારે મોટેથી ફરીવાર હસી પડયો. હું ધડકતે દિલે આગળ વધવા માંડયો. મનમાં બીક હતી કે દોડીશ તો વખતે એ પણ અનુકરણ કરવા માટે પાછળ દોડશે ! એટલે આગળ જવાની ઉતાવળ છતાં, દેખીતી શાંતિ પગલામાં મૂકી રાખી હતી ! પણ હું થોડેક આગળ ગયો ન ગયો એટલામાં તો બૂમાબૂમ ને ચીસાચીસ

સંભળાણી 'મારો ! દોડો ! ભાગો !' એમ મોટેથી પોકાર પાડતો, એ પોતે જ દોડતો જણાયો. મને બીક લાગી કે આ તો આપણા ઉપર જ કાં તો આવી, એટલે એ મૂઠી વાળીને મેં દોડવા જ માંડયું.

પણ સદ્ભાગ્યે એ બીજી દિશા તરફ દોડી જતો જણાયો. એના અવાજ આઘે ને આઘે જતા હતા.

એટલે થોડેક જઈને પછી જરાક શ્વાસ ખાવા થોભ્યો, ત્યાં સામેથી આવી રહેલા કોઈ માણસે મારી હાલત જોઈને જ કહ્યું: 'દોડયા લાગો છો ? પેલો મળ્યો હશે !'

'પેલો કોણ ?' મેં કહ્યું.

'આ બુમાબૂમ કરે છે તે. આશારામ ગંજેરી ગાંડો. એ મળ્યો' તો ના ? એ છે જ એવો. એનું ફટકી ગયું —ત્રણ સા'લ પે'લાં, આ ગામમાં પેલું હુલ્લડ થયું, ને માણસે માણસને કૂતરાં બિલાડાં પેઠે ચૂંથી નાખ્યા ત્યારે. ત્યારથી એ આમ રખડે છે. આજ તમને ભેટી ગયો લાગે છે. સારું છે કાંઈ તોફાને ચડતો નથી !'

મને વાતમાં રસ પડયોઃ 'પણ એ છે કોણ ?'

'આ ગંજેરી ગાંડો ? એનો તો વળી લાંબો ઇતિહાસ છે. પહેલાં આંહીં એક માસ્તર હતો. રઘુનાથ માસ્તર. આશારામ ને એ બન્ને પક્કા દોસ્ત. વાત જરાક લાંબી છે, પણ હજી અમારા ત્રણ જણ પાછળ પાછળ આવતા દેખાતા નથી–' તેણે પાછળ નજર કરતાં કહ્યું: 'ત્યાં વાત થઈ જાશે. આવોને ! આંહીં જરાક થાક ઉતારીએ.'

રસ્તા ઉપર એક બે પથરા પડયા હતા ત્યાં અમે બેઠા.

એણે એક બીડી કાઢી. મારી સામે ધરી. 'હું પીતો નથી' મેં કહ્યું. એણે પોતે બીડી ચેતાવી. એક બે ફૂંક લીધી પછી ધીમેથી શબ્દો ગાળી ગાળીને બોલતો હોય તેમ એ બોલ્યો. 'તમને સાંભરે છે પેલું હુલ્લડ? જ્યારે માણસમાં માણસની બુદ્ધિ જ રહી ન હતી! એ વખતે–તમે ત્યાં તો જોયું હશે નાં પેલાં ખંડેર થઈ ગયાં છે ત્યાં–?'

'હા—પેલાં ખંડિયેર કાં? હું આજે ત્યાં જ ગયો હતો જોવા.'

'હવે તો શું જોવાનું રહ્યું છે એમાં? એની વાત જોવા જેવી તે'દી હતી. રસ્તા ઉપર ત્યારે કોઈ માણસ નીકળતું નહિ. જે નીકળતું તે કાં ઘેટું થઈ જતું, ને કાં રાક્ષસ થઈ જતું. હવામાં જાણે ખુદાઈ કોપ આવ્યો'તો, માણસમાંથી રાક્ષસો બેઠા થયા હતા. કોઈ માણસ જ તમને મળે નહિ ને! એ માણસાઈ વિહોણા જમાનાની આ વાત!'

એણે ધીમેથી બીડીની એક લાંબી ઘૂંટ લીધી. વાત આગળ ચલાવી:

'આ જે આશારામ ગંજેરી ગાંડો છે, સાહેબ! એ આ ગામમાં નરાતાળ નવરો માણસ હતો. રઘુનાથ માસ્તર હતો આ ગામમાં. એનો આ જાની દોસ્ત. માસ્તર બિચારો છોકરાં ભણાવી ખાતો. ને બે ચાર ટ્યુશન રાખીને પોતાનો ગુજારો કરી લેતો. ગરીબ ઘેટાં જેવો માણસ. નહિ કોઈની આધી કે નહિ કોઈની પાછી. ભલી નિશાળ ને ભલો પોતે. આશારામ ગંજેરી ને એ સાંજે ભેગા ફરવા નીકળે. બે ય ને કાંક ઓલા ભવની માયા.

'આ નિશાળ પાસેજ એક આલીશાન રાજમહાલય ઊભો હતો. તમે આજ જોયો હશે નાં?'

'પેલો—પાર વિનાનાં બાંકોરાં દેખાય છે તે?' મને એકદમ પેલું વિશાળ ખંડિયેર યાદ આવી ગયું.

'હા...એ. તમે એનું માળખું જોયું નાં?' તેણે કહ્યું: 'બાંકોરાં તો અત્યારે એ લાગે છે. બાકી એક વખત એ મહેલમાં ત્રણસો તો બારીબારણાં હતાં. એક નોકર તો આખો દિવસ બારીબારણાં જ ઉઘાડબંધ કર્યા કરતો. એવી આલીશાન એની જાહોજલાલી હતી. મેં એના બારી બારણાંને રંગ રોગાન કર્યો'તો ને! એને કાંઈ બહુ ઝાઝાં વરસ થયાં નથી. પણ એક સમો એવો આવ્યો—કે બધુંય ધનોત પનોત થઈ ગયું. સા'બ! મેં જિંદગીમાં જોઈ જોઈને એક વસ્તુ જોઈ છે. સૂરજના ઉગવામાં ને આથમવામાં ફેર પડે, તો એમાં ફેર પડે. એક વસ્તુ તો ચોક્કસ જ છે. સારાં માઠાં કામનો બદલો આંહીં જ મળે છે. એની ઉધારી ભગવાન રાખતો નથી. આ માસ્તર રઘુનાથ, બિચારો, પોતાનો રોટલો રળી ખાતો હતો. પણ પેલું તમે મકાન જોયું નાં-ત્યાં એક વાત ભારે બની ગઈ.

[3]

"માસ્તર રઘુનાથ કોણ જાણે કઈ ઘડીએ ભગવાનની નજરે ચડી ગયો હશે, દુનિયામાં કોઈક જ વખત દેખા દે છે, એવી એક રૂપસુંદરીનો એ સ્વામી હતો. રૂપસુંદરી મેં કહ્યું—પણ સાહેબ! એ બાઈ, રૂપરૂપનો ભંડાર હતી. મેં નજરે જોઈ'તી ને. મેં આજ દિ સુધી એવું રૂપ ક્યાંય

જોયું નથી. કેંક મહેલ મહેલાતો હવેલીઓ જોઈ, પણ આ માસ્તરની વહુનું રૂપ, ભગવાને જે દિ નવરો હશે તે દિ એ ઘડેલું. એવું રૂપ મેં ક્યાંય જોયું નથી. રૂપમાં પણ દારૂ છે સા'બ! વાત એવી થઈ કે આ મહાલયમાં રહેનારાની નજરે એ ચડી. થઈ રહ્યું. રાત ને દિ માસ્તરની વહુને શી રીતે ઉપાડી લાવવી એના મનસુબા થવા માંડ્યા. બીજાં બધાં વેપાર ધંધાનાં કામ ચાલે, પણ માસ્તરની વાત ઉપર તરકીબો રચાતી જ હોય! કોણ જાણે શું છે, આમાં હજી ફેર પડતો જ નથી. જર જમીન ને જોરૂ એ ત્રણ કજિયાનાં છોરુ. એમાં ક્યારે ફેર પડશે એ પણ કોઈ કહી શકતું નથી. રઘુનાથ માસ્તર તો, આ વાત જાણે પણ નહિ, કે મારા ઘર ઉપર તરવાર તોળાય છે, એ તો બિચારો જેમ છોકરાં ભણાવતો હતો, તેમ બેઠો છોકરાં ભણાવે. એને એ પણ ખબર નહિ કે એના આંગણામાં એક રૂપરાણી છે! એ બિચારો તો રૂપઅરૂપને કોઈને ઓળખતો નહિ. માંડ પેટનું પૂરું કરે ત્યાં રૂપનું ક્યાં માંડે?

"માસ્તરની આ ગરીબીને લીધે પેલા મહેલવાસીઓની ઈચ્છા વધારે પ્રબળ બની. એમને વિજય મળવાની આશા પડી. એમણે ધીમે ધીમે માસ્તરનો સંબંધ બાંધવો શરુ કર્યો.

"શરૂઆતમાં તો માસ્તરને પણ આ ઠીક લાગ્યું. પણ ગંજેરી મારો બેટો ઉસ્તાદ હતો. હતો ગંજેરી પણ માસ્તર સાથે સાચી પ્રીત બાંધેલી. તે બાજી સમજી ગયો. એણે માસ્તરને ચેતાવ્યા પણ ખરા. પણ ગરીબ માણસ બીજું શું કરવાનો હતો! કરવા જાય તો વહેલો વેર

આવી જાય. ઘર આંગણે સાંકળ ને તાળું મારે. ધ્યાન રાખે. બાઈમાં કાંઈ કહેવાપણું નહિ. દિલની સાચી. પણ બેય ગરીબ ઘેટાં જેવાં. અને પડખું આ લાલસી રાક્ષસી-વૃત્તિવાળાઓનું !

"હવે એમાં ભવનાથનો મેળો આવ્યો. જો જો, ભગવાન કેવો મેળ મેળવે છે તે ! ગંજેરી એ મેળામાં જવાનો જવાનો, ને જવાનો. આ એનો અચૂક નેમ. ગંજેરી ગયો ત્યારે પણ માસ્તરને ચેતાવતો ગયો.

"પણ ગંજેરી ગયો કે તરત જ આ રાક્ષસો તો રાહ જોઈને બેઠા'તા. માસ્તર આઘા અવળા હશે તે તે ભામણિયાં પાણીનું બા'નું કાઢીને કે ગમે તેમ, બાઈને ઉપાડી લીધી. ને ભોંયરામાં દપટી દીધી.

"ત્રણસો ત્રણસો તો કાચજડયાં બારીબારણાં જ્યાં મહેલમાં ઝપટું દે, ત્યાં કોને ખબર પડવાની કયાં ભંડારી છે ? એ તો એક દિ આંખમાંથી કણું કાઢે તેમ કાઢી લીધી તે આજની ઘડી ને કાલનો દિ ! ઘણી ઘોડાઘોડી કરી, પણ તમે જાણો છો નાં ! સરકારની ન્યાય ટેકડી-મારે બેટે ખોટી કોરટું કાઢી છે—રૂપબાઈ પાસે બધુંય દટાઈ ગયું. ઉલટાનું અમલદારોએ ઠરાવ્યું કે માસ્તર ગાંડો છે ! એટલે એની વહુ ભાગી ગઈ છે ! એટલામાં તો માસ્તરની બદલી પણ થઈ ગઈ !

[ ૪ ]

"આશારામ ગંજેરી તો ભવનાથનો મેળો કરીને બે ત્રણ નવી ચલમું લેતો આવ્યો. પણ આંહી આવ્યો ત્યાં

ન મળે માસ્તર કે ન મળે માસ્તરનાં વહુ! ગામમાંથી વાત જાણી. એને મનમાં ખાઈ ગઈ. પણ એકલો આદમી કરે શું? ને સામે તો સોનાં રૂપાનાં બજાર ઉઘાડાં! મોટો ચમરબંધીનો દીકરો હોય પણ સોનબાઈથી ન ચળે એવો કોણ જોગંદર નીકળવાનો હતો?

"આ ઘરાર, ધોળા દિએ માસ્તરની વહુ ઊપડી ગઈ. ને દપટાઈ પણ ગઈ. માસ્તર હૈયાં ખાતો આ ગામથી તે ગામ ને તે ગામથી પેલે ગામ, ઈન્સ્પેકટરી તુમારે ચડ્યો. અને જેમાં કોઈ ભોજિયો ય ધણી નહિ, એવા અંગરેજના રાજમાં વાત રાતો રાત થઈ ગઈ, દટાઈ ગઈ ને જૂની પણ બની ગઈ.

"પણ ગંજેરીના મનમાં આ વાત ધોળાયા કરે. એને થયું કે હું બાવા અતીતનો છોકરો, બ્રાહ્મણની છોકરીને કસાઈખાનેથી છોડાવું નહિ તો ધૂળ પડી મારી ચલમમાં ને ધૂળ પડી મારા ગાંજામાં!

"એ તો ગામને પાદર જેવો કોઈ મોટો પોલીસ ઓફિસરનો મુકામ થાય, કે ઘરની ખીચડી ખાઈને ત્યાં અડંગો લગાવે- એમ ને એમ છ મહિના વીતી ગયા. પણ કોઈ એની વાત સાંભળે જ નહિ ને! ને સાંભળે તે સોનબાઈ પામે. અંગ્રેજે નવી નોટું બહુ પાડી'તી તો!

"એવામાં એક વખત એક પોલીસ ઓફિસર આવ્યો. આ ગામ એક વખત એના બાપદાદાનું ગણાતું. પછી તો અઢારસો સત્તાવનમાં ધનોત પનોત થઈ ગયેલા, પણ એનામાં કાંઈક કુળની રાઈ–ખુમારી ભરેલી. ગંજેરીને થયું કે સિક્કાનો મોહ વખતે આ ઘેલો માણસ છોડે તો

છોડે ! એણે ઓફિસરની રાતે મુલાકાત લીધી. વાત કરી. વાતને શી રીતે દાટી દેવાય છે એ વાત પણ કરી. એના મનમાં ભગવાન વસ્યા તે એણે વાત મનમાં લીધી ને પહેલેથી ઉખેડ્યું !

" પણ જ્યારે સામાવાળાને લાગ્યું કે માળું આ તો ખરેખરું ઉખેડ્યું છે, એટલે એક દિ કોણ જાણે છે ત્યાંથી જ વાત કરવા માંડી. બાઈને જ રફેદફે કરી નાખવાના પેંતરા માંડ્યા. પણ બંદોબસ્ત એવો કડક કે કારી ફાવે નહિ !

" પછી તો ટોળી નાખવાની વાત થઈ. એક રાતે જેમ ઘેટાંને કાપી નાખે તેમ બાઈને કાપી નાખીને જમી-નમાં દાટી દીધી ! "

'મારી નાખી ?' મારા મનમાં અરેરાટી થઈ ગઈ.

' અરે સા'બ ! ' મારી નાખી ! ' એ શબ્દ તમારે મન મોટો હશે. મારવાવાળા તો જાણે છે કે મારવું એટલે ચાંચડ ચોળવો. બાઈને મારી નાખી ને પુરાવો જ ઉડાડી દીધો !

' પછી ? પછી કાંઈ થયું ? '

' શું થાય ? આ તુમારિયા રાજમાં શું થાય કહો જોઈએ ? તુમાર થયા. ફાઈલો થઈ. પસ્તીમાં ભજીયાં બંધાણાં ! ને લોકમાં વાત રહી ગઈ !

પણ રાજ તો, હું કહું છું ખરું લોકોનું છે. તમામ અમલદારો ઓફિસરો તુમારો ને ફાઈલો—એ તો અળશ છે. પછી બીજે કે ત્રીજે વરસે માણસ માણસની આંખો વઢવા માંડી. ગંજેરી, પેલી વાત બન્યા પછી, સુંઢમુંઢ જેવો

મા'દેવના મંદિરમાં પડયો રહેતો. એને કોને સનસા આવી. અને કોણ જાણે ક્યાંથી એના પગમાં જોર આવી ગયું.

'જ્યારે કોઈ કોઈનો ધણી રહ્યો નહિ ને ચારે તરફ દાવાનળ સળગી ઊઠયો, ત્યારે લોકોએ એક રાતે આ ત્રણસો બારીબારણાંવાળા મકાનને સળગાવી દીધું !

'ધોળી ટોપીવાળા ડાહ્યલા બહુ ધોડયા કે એ પણ અમારા ભાઈ છે ને અમે તો આમ માનીએ ને તેમ માનીએ, પણ લોકોને તો ખાઈ ગઈ હતી. ધરાર એ હવેલી સળગાવી દીધી ! જે ગોપાળની આરતી ! આ અમારો જાડાવરણનો તો આવો જાડો નીયા છે. બચારી આશા ભરેલી બાઈને જેમણે ઠંડી રીતે મારી નાખીને દાટી દીધી, પૈસાના તોરમાં ને તોરમાં, એનો નીયા તમારા પૈસા ખાવાવાળા અમલદારુ શું કરવાના હતા ? એ નીયા તો અમે પૂરો પાધરો ઉતાર્યો.'

'પણ એમ કાંઈ વેર જાય ?'

'ત્યારે ?'

'વેર ન લેવાથી જ વેર જાય છે !'

એનું અરધું બીડીનું ઠૂંઠું ઠરી ગયું હતું તે એણે ફેંકી દેતાં ઊભા થઈ ને કહ્યું: 'અમારે જાડા વરણને ભાઈ ! તમારી આવી ડાહ્યડાહી વાતમાં ગમ પડતી નથી. એટલે હવે એનો નીયા ભગવાન ઉતારશે. બાકી એ બારીબારણાં સલામત રાખ્યાં હોત તો કોણ જાણે પાછા કેટલા ય જાકુબના કામા ચાલતા હોત. અમને તો કોઠાવિદ્યામાં જે આવડયું તે કર્યું. સાચું ખોટું ભગવાન જાણે ! લ્યો, ત્યારે, આ અમારા જણ પણ આવતા જણાય છે !'

'પણ આ ગંજેરી કેમ કરતાં ગાંડો થઈ ગયો ? એ મૂળ વાત તો રહી ગઈ!'

'પેલી ત્રણસો બારીબારણાંની હવેલી સળગી ને એની જવાળા આકાશે અડવા માંડી, તંઈ, ઈ દેખાવ જોઈને ગંજેરી નાચવા માંડયો. 'વાહ ! મેરે નાથ ! વાહ ! ક્યા તેરી લીલા હૈ ! તુંને હે ઈશ્વર ! હમકુ સબ બતલાયા. સબ સમજાયા.' એમ કરતો જાય ને નાચતો જાય. એમાં ને એમાં એનું ફટકી ગયું. એને આનંદ આનંદ થઈ ગયો. નીચા મળ્યો એના આનંદમાં ને આનંદમાં એ ગાંડો થઈ ગયો. બસ, ત્યાર પછી, તમને આજે મળ્યો'તો નાં એમ ગાંડાં ગદોડે છે!'

પોતાના સાથી આવી પહોંચ્યા છે એ જોઈને એ ધીમે ચાલતો થઈ ગયો. હું પણ ઊંડા વિચારમાં પડીને અનેક કોયડા ઊભા કરતો ને એના જવાબ શોધતો ઘર તરફ ચાલ્યો. મને એક જ વાત ખૂંચી રહી : નું જીવન કારણ વિનાનું રહેંસાઈ ગયું–કેવળ લાલસી વૃત્તિના પડછાયા રૂપે, એ સૌંદર્યમૂર્તિનો આમાં દોષ શું ? કેવળ સૌંદર્ય હોવું તે ? અને સૌંદર્ય એટલે શું ? આ વૃત્તિ કયાંથી આવી કોણે આપી ? એનો ઉકેલ શું ? આનો અંત શું ?"

અને અચાનક પેલો અસંખ્ય બાકોરાવાળો વિશાળ મહાલય દૃષ્ટિએ દેખાતો હોય તેમ ભયાનક ખંડેરસમો સામે આવીને ઊભો રહ્યો. જાણે કહેતો હોય કે રાખ ! રાખ એ તમામનો અંત છે; પણ આવી રીતે થયેલી ખાખ, એ કુદરતનો અવિચલ સિદ્ધાંત છે. છેવટે તો તમામ–સત્ય અસત્ય અર્ધસત્ય રાખ અને ખાખ ! એમનો આ જ અંત છે !

## એક જ શબ્દ

કેવળ કલ્પનાને આધારે જીવન વિતાવનારને કુદરત ક્યારેક તો, એવી નવાજે છે કે ન પૂછો વાત! એમ એણે રાખ્યું ન હોત તો માણસ જાતનો અમૂલ્ય વારસો સેંકડો ને હજારો વર્ષો સુધી શી રીતે ચાલી શક્યો હોત? ક્યારેક તો એક જ શબ્દ—જેનું વ્યવહારમાં ખરી રીતે કાંઈ જ સ્થાન ન ગણાય—એવો એક જ શબ્દ મળી જાય ને એને આધારે માણસ પોતાનો નૌકાવ્યવહાર જાણે પ્રાપ્ત કરી શકે! હોય એક જ શબ્દ! પાણીમાં ડૂબનારને ત્રણ પૈસાનું તૂંબું નથી બચાવતું? એના જેવું આ.

હવે હું મૂળ વાત ઉપર આવું. મને કુદરતે થોડીક બેવકૂફી, ઘણી બધી ઘેલછા, અવ્યવહારુ મૂર્ખતા અને બીજું ઘણું ઘણું આપ્યું છે. અથવા કહો કે આ ડાહ્યા સંસારમાં મારી જાતને એણે બીજાના નિરર્થક ઉપયોગ માટે જાણે કે ઊભી કરી છે!

એમાં વળી એણે મને થોડાક કલ્પનાનો વારસો આપ્યો છે!

માણસે બંધાવેલું કોઈ મહાલય પડી જાય, કે ભવ્ય નગર નાશ પામે કે કરોડોના ખર્ચે બંધાવેલો બંધ તૂટે—તો થોડાં વર્ષોની મહેનતે અને પૈસા ખર્ચ્યે એ વસ્તુઓ ફરીને ઊભી તો કરી શકાય ! એમાં ફેરફાર રહે તો પણ થોડો આમ કે થોડો તેમ !

પણ મનોસૃષ્ટિમાં રમતું કુદરતનું હોય તેવું કોઈ સંતાન નાશ પામે કે સંપૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરેલ કોઈ નરસિંહ લુપ્ત થાય કે માણસાઈની પરાકાષ્ટા બતાવનાર કોઈ આત્મા જાય, કે કોઈ કલાની જ એકાંતિક ઉપાસનાને વરેલ વ્યક્તિ ઊપડી જાય, ત્યારે એ ખોટ પૂરવાની માણસોમાં શક્તિ ભાગ્યે જ હોય છે !

અને કુદરતમાં પણ ભાગ્યે જ હોઈ શકે. એને પણ રાહ જોવી પડે !

એટલા માટે મેં તો ઊંચામાં ઊંચો વારસો કલ્પનાનો ગણ્યો છે, અને એ માન્યતાનું પૂરેપૂરું મૂલ્યાંકન દુનિયાને ચુકાવ્યું પણ છે ! એમાં જે જીવનવ્યાપી આનંદ છે એને લીધે માણસ ધારે તો પોતાની જીવનનૌકાને બરાબર માર્ગ ઉપર ફેરવી શકે છે. કલ્પનાના આ આનંદને લીધે ઘણી વખત મને તો અણધારી મદદ મળી છે. એટલે હું એવા થોડા અકસ્માતોની નોંધ લઉં તો એમાં કાંઈ ખોટું નથી. એક દિવસની વાત છે. ફરવા જવાના મારા શોખને લીધે મને કોઈ કોઈ રડીખડી ઝૂંપડીમાંથી કાંઈ ને કાંઈ ચીજ મળતી રહે છે. એવી એક ચીજ એક દિવસ અકસ્માત જ મને મળી ગઈ. ડુંગરી પ્રદેશના એક એકાંત શિખર ઉપર આવેલી એક ઝૂંપડી ફૂલોથી ચારે તરફ

ઢંકાયેલી હું નિત્ય જોતો હતો. એનું બારણું જ્યારે જુઓ ત્યારે બંધ ને બંધ! એને હું હંમેશાં બંધ જ જોતો. દિવસો સુધી આ પ્રમાણે એને હમેશાં બંધ જોઈને એક દિવસ મારી કલ્પનાએ મને કહ્યું કે, કહો ન કહો, પણ આમાં કાંઈ ભેદ છે! જિજ્ઞાસા સતેજ થઈ. આ તે છે શું? આમાં કોઈ રહે છે કે નહિ? એટલે એક દિવસ મેં એનું બારણું ખસેડીને અંદર પ્રવેશ કર્યો. ઝૂંપડીમાં કોઈ હતું નહિ. મને નવાઈ લાગી. ત્યાં જોયું તો એક તરફ બે ચાર કાગળિયાં પડ્યાં હતાં. કેટલીક વેરણછેરણ પડેલી ચોપડીઓ, જીવડાંથી ખવાઈ ગયેલાં થોડાંક કપડાં, ને ઘરવખરી જેવી જણાતી થોડીક વસ્તુઓ ત્યાં હતી! પણ જણાતું હતું કે દિવસો પહેલાં વસ્તુઓને કોઈ તજી ગયું હશે! એક ફાટેલ ખુરશી ને ટેબલ પણ ત્યાં પડ્યાં હતાં. કુદરતી રીતે મારા પગ તે તરફ વળ્યા. કાંઈક સુંદર અક્ષરોમાં એક ઉઘાડી પડેલી નોંધપોથીમાં કાંઈક નોંધ કરેલી લાગતી હતી. ઘણીખરી નોંધ તો પરચૂરણ યાદી જેવી હતી. દૂધ લીધાની, શાકની, પૈસાની એવી એવી પરચુરણ વ્યવહારુ વાતો ત્યાં હતી. એટલે આંહીં કોઈક રહેતું હતું એ નક્કી થયું. એ કોણ હશે એ જાણવાની જિજ્ઞાસા બળવાન બની. નોંધપોથીનાં પાનાં ફેરવતાં ફેરવતાં છેલ્લાં પાન ઉપર દૃષ્ટિ પડી અને એ ત્યાં ઠરી ગઈ. કોઈક મોતીના દાણા જેવા સ્વચ્છ અક્ષરે પોતાની કથની લખી હોય તેમ જણાતું હતું. મેં એ વાંચવા માંડીઃ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ આશ્ચર્ય થતું ગયું.

નોંધ આ પ્રમાણે હતી:

# જીવનદ્રોહ

“આજથી થોડાં વર્ષો પહેલાં આ શબ્દ જ મને સમજાયો ન હોત. આજથી થોડાં વર્ષો પહેલાં કોઈએ મને કહ્યું હોત કે આપઘાતના કરતાં પણ મોટો આપઘાત એક છે, અને તે આત્મઘાત, તો એની એ ડાહીલી ઉપનિષદ્ વાણી ઉપર, એક કટાક્ષી હાસ્ય વેરીને મેં એ આખી વાતને રમુજનો વિષય બનાવી દીધી હોત !

“આટલાં વર્ષોના ડહાપણે મને એક પરમ સત્ય આપ્યું છે. કેટલાક શબ્દો સમજવાને માટે, જીવન જીવી જવું જોઈએ. આજ હવે હું આપઘાત અને આત્મઘાત વચ્ચેનો તફાવત સમજવા જેટલું ડહાપણ ધરાવતી થઈ છું. એ ડહાપણ કાંઈ થોડું એમ ને એમ મને મળ્યું છે ? મારે એની આકરી કિંમત ચૂકવવી પડી છે. ડહાપણ તો માણસને ત્યારે મળે છે, જ્યારે એ થોડીક મિથ્યા આશાઓની રંગીન દોરીએ ટીંગાઈને પછી પોતાની જાતને ફંગોળાતી જુએ છે; જ્યારે જુઠ્ઠી પ્રશંસાના સમુદ્રમાંથી થોડીક કર્કશ રેતી એને હાથ ચડે છે; જ્યારે થોડીક

જીવન ખુમારીનો આવેગ જઈ ને એને પૃથ્વીનું પડ જોવા મળે છે. ડહાપણ તો ત્યારે આવે છે. આ વ્યવહારુ ડહાપણ ન હોય. એ તો જીવન અનુભવ છે હવે તો મેં મારી જીવન ખુમારીને પણ બરાબર માપી લીધી છે! મને જે એક સત્ય મળ્યું છે તે એ કે, જીવનખુમારીને છોડનારા આત્મઘાતી છે. આપઘાત અને આત્મઘાત બે જુદી જ વસ્તુ છે. આપઘાત તો હરકોઈ મૂરખ માણસ ઘડીના છઠ્ઠા ભાગમાં કરી નાખે. આપઘાત તો નિરાશાનું કે ક્રોધનું બાળક છે. પણ આત્મઘાત કરવા માટે તો માણસ પાસે ખોટું, ડાહ્યું, અને ચાવળું એવું કાંઈક ઉપરટપકેનું રંગરોગાની ડહાપણ જોઈ એ! આવો આત્મઘાત માણસને હણે નહિ. એને જિવાડે અને એને મૃત્યુ જીવન આપે! એ મૃત્યુ જીવન, મૃત્યુ કરતાં પણ ભયંકર હોય! મને એવું મૃત્યુ જીવન મળ્યું છે! મારી મૂળ સમૃદ્ધિનો જ્યારે હું ખ્યાલ કરું છું. ત્યારે હું પોતે જ છક થઈ જાઉં છું. ઓ હો હો! આટલી બધી સમૃદ્ધિ? એ હું લાવી કયાંથી? તમે કોઈ દિવસ નાટક વાંચ્યાં છે? આલતુ ફાલતુ નહિ, શિષ્ટ પ્રકારનાં ઉત્તમ નાટકો. એમાં મહાકવિની જે નાયિકા આવે છે, એ નાયિકાના જેવું ઇશ્વરે મને રૂપ આપ્યું હતું. અને એ રૂપને પણ શણગાર આપ્યા હતા. બુદ્ધિ, લાગણી અને પ્રેમ ત્રણે મને મળ્યાં હતાં. મારા શબ્દે શબ્દમાં પ્રેમની સાચી મીઠાશ હતી! બોલો હવે? મારી પાસે ઊર્મિ હતી. બુદ્ધિ હતી. લાગણી હતી. જીવન માટે આ થોડી સમૃદ્ધિ છે?

"તમે માનશો? અને આ ઓછું હોય તેમ દેવાધિ-

દેવની ગંધર્વ કન્યાના જેવો મને કંઠ મળ્યો હતો."

લખનારનો નાજુક રમણીય દેહને હું આંખ મીંચી સાકાર કરવા મથી રહ્યો. કોઈ સુંદર સ્ત્રીની નોંધપોથી હું વાંચી રહ્યો છું એ ભાન જાગતાં રોમાંચક આનંદ થયો!

"એ વખતે તો હું નાની હતી. પણ એક વૃદ્ધ ગવૈયો અમારે ત્યાં આવતો એ મને પોતાના બે હાથ જોડીને કહેતો: 'બાઈ! ઈશ્વરે તને આપ્યું છે, તને આપ્યું છે. મને નહિ તે તને આપ્યું છે. એક મહાન આભરણ આપ્યું છે; એને સાચવજે, બાઈ! એને સાચવજે!' એના એ શબ્દો તે વખતે તો હું કાંઈ સમજતી નહિ! હું તો કોકિલાની પેઠે ગાયા કરતી. એ ગુરુ ગવૈયો ક્યારે આવતો બંધ થયો તે ભગવાન જાણે. પણ એણે મને જે સંસ્કાર આપ્યા હતા તે સંસ્કાર મારામાં ટકી રહ્યા. સંગીતની મારી ઉપાસના આગળ વધતી રહી!

'પછી તો હું ગમે તે મેળાવડામાં હોઉં, સુરીલું ગળું મારું જ છે, એ આખી દુનિયા જાણતી થઈ ગઈ. જેમ જેમ એ ગળાની પ્રશંસા થતી ગઈ તેમ તેમ એની ખૂબી પણ ઓર ખીલતી ગઈ! ભલભલાનાં માન મુકાવે એવી શક્તિ એ ગળામાં હતી!

"મેં એ સાંભળ્યું હતું કે નાદની મર્યાદા પરમાત્મા પોતે! મને તો સ્વપ્ન હતું કે એક વખત હું હથિયારી માણસોના હથિયાર છોડાવી અમર કીર્તિ વરું! હું મારે પંથે આગળ વધતી હતી.

"પણ હું હજી અણસમજુ હતી. મને ક્યાં ખબર હતી કે આ વસ્તુઓ તો એવા એવા ભોગ માગે છે કે

જે આપતાં માણસ જેવો માણસ, માણસ ન રહે ! કાં એ દેવ થઈ જાય—અને નહિતર પછી જડ થઈ જાય ! આ વસ્તુઓ એટલા માટે તો દિવ્ય ગણાય છે ! ”

હું તો વાંચીને છક્ક થઈ ગયો. આંહીં કોઈ કે જીવન જીવી ગયાની નોંધ રાખી હતી. નોંધ અમૂલ્ય હતી. લખનારનું નામ શોધ્યું, પણ વ્યર્થ ! એટલે નોંધ જ આગળ વાંચવા માંડ્યો.

“ આ વસ્તુઓ મળે છે, એ દુનિયામાં એટલી ચલણી ને સાધારણ ગણાઈ જાય છે કે એનામાં આ દિવ્યત્વ રહ્યું છે, એ ખબર કોઈકને જ પડે છે ! અને પડે છે ત્યારે મારી પેઠે મોડી પડે છે.

“ મારી કથા આગળ ચલાવું. મને શી ખબર કે જેમ જૂના વખતમાં તપોભંગ કરવા અપ્સરાઓ આવતી તેમ આ જમાનામાં પ્રશંસા આવે છે ! એટલી વહેલી વહેલી પ્રશંસા મને મળતી રહી કે, એણે મને વધારે ને વધારે ગર્વ આપ્યો અને ગર્વને લીધે વિદ્યાવારિધિનું અતળ ઉંડાણ ઘડીભર અદૃશ્ય પણ થયું !

[ ૨ ]

“ અને એ જ વખતે જાણે મારા આ ગુણથી આકર્ષાયો હોય તેમ એક જુવાન મારા માર્ગમાં આવ્યો. હું એની જુવાનીને કે એના પ્રેમને એ બન્નેને તો ઘોળી પીવાની શક્તિ ધરાવતી હતી. એમ તો હું આ જમાનાની પેદાશ હતી ! પણ આ તો મને કોઈએ વાત કરી ને ખબર પડી કે આ જુવાન, એ તો મોટામાં મોટી મિલ્કતનો ધણી પણ છે ! એટલે

એક પ્રકારનું ગજબનું આકર્ષણ મને ખેંચી જવા માંડ્યું !

"કંચનનું આ આકર્ષણ મને મારા જીવનપંથમાંથી એક રીતે ખસેડવા માંડ્યું. અત્યાર સુધી જે મારી સ્વેચ્છાનંદની વસ્તુ હતી તે હવે કોઈકના ઉપર આધાર રાખનારી થવા માંડી ! મને ખબર ન હતી કે મનથી પણ પર, એવી વસ્તુને આધારે જ કલા રહે છે. અને એ કલાને જ્યારે બીજાના લોભ લાલચનું આકર્ષણ મનદ્વારા મળે છે, ત્યારે કલા થોડો વખત તો પોતાનું રૂપ દેખાડે છે, એ ખરું. એને કીર્તિ પણ મળે છે એ ખરું; પણ પછી એ પોતાનું પોતાપણું ખોવા માંડે છે. અતળ ઉંડાણ માપવાની એની શક્તિ રૂંધાવા માંડે છે. પછી એ આત્મઘાતને પંથે ચડી જઈને બીજાને રાજી રાખવા માટે, પોતાની અણુમોલમાં અણુમોલ વસ્તુની હરરાજી બોલાવે છે ! આ પંથ આત્મઘાતનો છે. કારણ કે મળેલી અણુમોલ વસ્તુ આત્માની છે !

"પેલા જુવાન પાસે જેમ અઢળક દ્રવ્ય હતું, તેમ જ કોઈ પ્રકારે ન રીઝે એવી ચંચલતા પણ હતી. અને વળી પોતે જ સમજે છે એવો ગર્વ પણ હતો. અઢળક દ્રવ્ય ને ચંચળતા સાથે રહે છે. તમે ચંચળતાને રીઝવવાને કેટલાં લાખ રૂપ ધરી શકો ? છતાં મેં તો નિર્ણય કર્યો હતો કે આટલી અખૂટ સમૃદ્ધિ મળતી હોય તો એ ચંચળતાને પણ રીઝાવવી !

"અને તમે માનશો ? મેં મારું જીવન ન્યોછાવરીનું તમામ ગાન એની પાસે ખાલી કરવા માંડ્યું ! એને રીઝવવા નવી નવી વસ્તુઓ શોધવા માંડી. નવી નવી શૈલી

મેળવવા માંડી. નવી નવી તરકીબો રચવા માંડી! મને મળેલી અમૂલ્ય વસ્તુને વટાવી ખાવાનો ને એ રીતે જીવનમાં સ્થિર થઈ જવાનો સહેલો માર્ગ મેં પકડ્યો! પણ હાય રે! મને બહુ જ મોડી મોડી ખબર પડી કે સહેલો માર્ગ અઘરો માર્ગ છે. આ વસ્તુઓ જીવનાનંદી અને જીવન્ત છે એ દ્વારા એક એવી મનોસૃષ્ટિ ઊભી કરવા માટે એ મળેલ છે કે, જેથી માનવોનો મહામેળો ભેગો થાય! અને એ જ એની સાર્થકતા, એનો આનંદ, એની સિદ્ધિ, એની શક્તિ છે. એવી અદ્દભુત વસ્તુ કોઈ એક માણસના સ્વચ્છન્દી આનંદ માટે હોઈ શકે નહિ. એટલા માટે એ મને મળી ન હોય. એ આખી જ વિચારસરણી જાણે હું ભૂલી ગઈ! પરિણામે જ્યારે મને લાગ્યું કે હું એને જીતી રહી છું, ત્યારે ખરી રીતે હું હારતી જતી હતી. મેં એને ચલતી ફેશનમાં જકડી આ એકાદ લાભ પકડી લેવાની ઉતાવળ માંડી! પછીની વાત બહુ જ ટૂંકી છે. મારા તમામ પ્રયાસો છતાં, જે પ્રદેશમાંથી સંગીત આવે છે એ પ્રદેશનો એ કાંઈ આત્મા ન હતો, કે હું એને હમેશને માટે જકડી રાખી શકું! એ જેવી રીતે હાથ તાલી દેવા આવ્યો હતો તેવી જ રીતે હાથ તાલી દઈને નાસી પણ ગયો!

[ ૩ ]

"પણ જીવનની મારી ખરી કરુણ કથા હવે શરૂ થાય છે. એ ગયો ત્યારે મને જે નિરાશા થઈ એ નિરાશાના કકડા મેં ભેગા કરવા માંડ્યા. મારા મનને એમ હતું કે એ

કકડામાંથી કાંઈક કંડારીભરણું હું ઘડી કાઢીશ ને જીવન નિષ્ફળતાની પ્યાલીમાંથી મારા કંઠને જે કટુતા મળશે, એનો નશો વળી ઓર આવશે! અને ખરેખર આવત જ. પણ એક નવું અદ્ભુત સત્ય તે વખતે મને મળ્યું.

"ખરી રીતે મને નિરાશા પણ મળી ન હતી! નિરાશા તો કોને મળે? પ્રેમને! હું તો એને એની મિલ્કતનો ધણી માનતી. અને એને એ રીતે હાથ કરવા નીકળી હતી. હાય રે! આ જમાનાએ ઘણું બધું ગુમાવ્યું છે. પણ એમાં એણે અર્થશાસ્ત્ર માટે પ્રેમની, માણસાઈની, અરે જીવન સત્ત્વની જે હરરાજી બોલાવી છે, એણે તો હદ કરી નાખી છે! બીજું કાંઈ નહિ, પેલી અહલ્યા જેમ શલ્યા થઈ ગઈ હતી, તેમ અત્યારનો માણસ ધાતુ ગુમાવીને ધાતુમય થતો જાય છે! ધીમે ધીમે એ લોહ વિનાની લોહમૂર્તિ તો નહિ બને? હવે કોઈક સરવાળો માંડે, શું મેળવ્યું એનો, તો સારું. આંહીં મારી બાબતમાં શું થયું? એ ગયો એટલે તો મારું મન બીજે રવાડે ચડયું. એના કરતાં વધારે મિલ્કતવાળો મળે તો, એને એના પરાજયનું ભાન થાય!

"એટલે મને મળેલી બે અલૌકિક વસ્તુ, રૂપ અને કંઠને આધારે, મેં મારી નૌકાને ફરીને સફરમાં મોકલી!

"પરંતુ એવી અનેક સફરને અંતે છેવટે તો હું હતી ત્યાં ને ત્યાં રહી!

"કારણ કે મેં મારી ઈશ્વરદત્ત શક્તિનો આવા સ્વાર્થી વ્યવહાર માટે ઉપયોગ આદર્યો હતો. અને તેથી એ આત્મઘાતી વસ્તુ થતી જતી હતી!

"આજ હવે હું જ્યારે, મારી આ અકિંચન ઝૂંપડીમાં

પડી છું. ને મારો રોટલો ગમે તેમ રળી ખાઉં છું, ત્યારે એ મારી સમૃદ્ધિનો ખ્યાલ મને હેરાન હેરાન કરી મૂકે છે! માણસ પૈસા ઘર મિલ્કત કે વારસો ખૂએ, તો ખોયા પછી કોઈક વખત એ એને સાંભરે! પણ મારી પાસે તો સમૃદ્ધિ જ એવી હતી કે, જે પળે પળે મારા પોતાના જીવનપંથમાં પ્રગટ થતી હતી. ને પળે પળે એવી અણમોલ વસ્તુ ખોયાનો મને પશ્ચાત્તાપ થયા કરે છે!

"ત્યારથી મેં મારા સંસર્ગમાં આવનાર અનેકને આ વાત કહેવા માંડી છે. બધું કરજો. જીવનદ્રોહ ન કરતા. જે શક્તિ તમને મળી છે એની ઉપેક્ષા ન કરતા. એ શક્તિનો ગર્વ ન કરતા. એ શક્તિને લઘુતા ન આપતા. એ શક્તિ અનન્તની છે. તમારી નથી. એને લઘુ ન બનાવવી. નહિતર એ હાથતાળી દઈ ને નાસી જશે. અને એનો વિયોગ—એ જીવંતમૃત્યુ કરતાં પણ વધારે આકરો હશે.

"હજી સુધી મારી વાતને સમજી શકનાર કોઈ મને મળ્યો નથી. હું એ પળની રાહ જોઉં છું કે મારું કલ્પના જીવન મને પાછું મળે! જે આનંદ મારા કંઠમાંથી પ્રગટ થતો હતો એ આનંદ મને પાછો મળે! પણ એક વખત ખોયેલી આવી વસ્તુ–વર્ષોની યાતના વિના કે જન્મ જન્માન્તરની તપશ્ચર્યા વિના કોઈને પાછી મળી છે તે મને મળશે? મને અફસોસ તો એ છે! એ ગઈ. ગઈ મિલ્કત મળે. ગઈ પળ કે ગયું જીવન કાંઈ મળે?

"મને ભારે શોક આ વસ્તુનો છે કે, આ મૂલ્યવાન વસ્તુનો; એ મૂલ્યવાન વસ્તુ ધારનારને પોતાને ખ્યાલ પણ

હોતો નથી ! આત્માનો જેમ માણસને ખ્યાલ હોતો નથી, છતાં એ જીવ્યે જાય છે તેમ !

"અત્યારે તો હું મારી એકલી એકાંત ઝૂંપડીમાં પડી પડી, અનિલની લેરખી સાથે આવતી ચાંદનીને નિહાળું છું ને એને રસમય કરી મૂકવાની મારી જે શક્તિ મેં ખોઈ છે, તેને હજારો વેદનાના શબ્દથી ફરીને બોલાવું છું ! મને હવે ખબર પડે છે કે એ બોલાવ્યે નથી આવતી !

"મારું ચાલે તો હું ઠેર ઠેર એવી જાહેર ખબર મુકાવું કે જે માણસ પોતાને મળેલો વારસો–કોઈ લોભ લાલચ માટે, કે કોઈ દુન્યવી લાભને માટે ગુમાવે છે, આળસને લીધે ખૂએ છે, કે બીજા કોઈ કારણે જતો કરે છે, તે માણસના જેવો રાષ્ટ્ર વિરોધી કે વિશ્વવિરોધી બીજો કોઈ જ નથી ! મૂળ તો આવી વારસાગત પરંપરાની વસ્તુ આવે છે જ ઓછી. એવે વખતે જે પરંપરાના વારસાનું ગૌરવ ખૂએ છે, થોડાંક વર્ષ અકિંચન રહેવું પડે, કે ઉપેક્ષિત રહેવું પડે, કેવળ એટલા દુઃખની માવજત, આવા અનુપમ વારસા માટે પણ ન કરી શકે, એવા માણસો જો વધી પડશે, તો બીજું કાંઈ નહિ, દુનિયાની ગરીબી એવી ભયંકર બનશે કે ન પૂછો વાત ! કલ્પના મળે છે, એનો અર્થ જ એ કે, એ અમુક પ્રકારની જીવનતપશ્ચર્યા માગે છે. કલ્પના અને સંયમ એ બન્ને સહોદર છે.

"હું તો એમ માનું છું કે, જેમ દુનિયાનાં અનેક સત્યોને વિજ્ઞાને પ્રગટ કર્યાં છે, તેમ માણસમાં રહેલાં અનેક સત્યોને વિદ્યા – કલા પ્રગટ કરે ! વિજ્ઞાન અને વિદ્યાની

વચ્ચે ભેદ જ આ છે. વિજ્ઞાન, દુનિયાની ભુલાઈ ગયેલી વસ્તુઓ પ્રગટ કરે છે. એના નિયમો, માણસના અંતરના નહિ, એટલા બહારના છે; અને વિદ્યા, કલા, માણસની ભુલાઈ ગયેલી શક્તિઓને પ્રગટ કરે છે! એના નિયમો બહારના નહિ, એટલા અંતરના છે!

"પણ મારું આ અરણ્યરૂદન કોઈ સાંભળે કે ન સાંભળે તેની પણ હવે મને શી પરવા છે? મેં તો જે ખોયું તે ખોયું જ છે! કેવળ મારા પશ્ચાત્તાપની સત્યતા આ દ્વારા હું પ્રગટ કરી શકીશ એ કાંઈ મારે મન જેવો તેવો સંતોષ નથી...."

આંહીથી હકીકત અધૂરી રહી ગઈ હતી. લખનારનું નામ ક્યાંય દેખાતું ન હતું. માત્ર લખનારે કરેલા જાતિ ઉપયોગે લખનાર સ્ત્રી છે એટલું જાણી શકાયું. થોડાં પત્તાં મૂક્યા પછી બીજી નોંધ આવતી હતી.

[ ૪ ]

"તે દિવસે અધૂરી મૂકેલી મારી નોંધને આજે હવે હું પૂરી કરી નાખું છું. મેં જે ખોયું તે હમેશને માટે ખોયું છે! મારી એ વસ્તુએ મને હાથતાળી દીધી છે. આ વસ્તુ કુદરતના નિયમને વશવર્તી છે કે હવે ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં એ પાછી નહિ આવે તે નહિ જ આવે! આપણે ક્યારે સમજીશું કે માણસને ઊંચામાં ઊંચો વારસો નહિ ઊર્મિનો, નહિ બુદ્ધિનો, નહિ તર્કનો, નહિ શ્રદ્ધાનો, પણ કેવળ કલ્પનાનો છે. કોઈકે કહ્યું નથી કે ઈશ્વર એ માણસની કલ્પના છે! ને માણસ એ ઈશ્વરની કલ્પના છે!

એમાં કેટલું બધું સત્ય છે! જે કાંઈ અહીં છે તે કેવળ કલ્પનાથી જ ટક્યું છે. કલ્પના લઈ લ્યો તો એ બધું નીચે! માટે કલ્પના, કલ્પના વ્યક્તિની કે પ્રજાની કલ્પના પ્રગટાવો! એને માટે મારે ફરીને આખા જીવનને નવેસરથી ઘડવું પડે તેમ છે. . . . પણ એમ કર્યા વિના બીજો ઉપાય પણ નથી. મારો દાખલો લ્યો. હું ગમે તેટલી સંપત્તિ ભેગી કરું, મોટાઈ મેળવું, કીર્તિ પ્રાપ્ત કરું, પ્રતિષ્ઠા જમાવું—મને જે સંતોષ, જે આનંદ, મારું જીવન જીવ્યાનો મહોત્સવ, મારી કલા ઉપાસનાથી મળતો હતો, તે બીજા કશાથી મળે ખરો? ન જ મળે! અને એમાં જ શ્રમનું ગૌરવ પણ નથી આવી જતું? ખરી રચના તો આ છે એમ માનતી થઈ છું. જે પ્રજા પ્રેમ, શ્રમ અને કલ્પના એ ત્રણને પવિત્ર માનશે... એટલે તો હવે હું ..."

આહીંથી આ બીજી નોંધ પણ અધૂરી હતી. આ વિચિત્ર વ્યક્તિનું. પછી શું થયું એ પણ કેવળ અનુમાનનો વિષય હતો.

થોડીવાર ત્યાં બેસીને પછી હું ત્યાંથી પાછો ફરી ગયો. આવ્યો હતો ત્યારે જેમ ઝૂંપડીનું બારણું વાસ્યું હતું તે જ પ્રમાણે હું એ વાસતો ગયો.

ધીમે પગલે હું ઘર તરફ ફરી રહ્યો હતો.પણ હું કેટલું બધું જીવન જાણી શક્યો હતો!

એક પ્રકારનો અકસ્માતી આનંદ તો મને મળ્યો હતો. પણ આવા અનુભવોને પોતપોતાનું મૂલ્યાંકન હોય છે એમ ગણીએ તો કેટલો બધો નવો અનુભવ પણ મળ્યો હતો. વિશેષ કાંઈ ન ગણીએ તો ખપ લાગે તેવો એક

સાચ્ચો શબ્દ તો મને મળ્યો હતો. મળ્યો હતો, એમ પણ નહિ કહું. એ તો મારો થયો હતો. "જીવનદ્રોહ"...

અને જેમ જેમ એ શબ્દ વિષે હું વધારે વધારે વિચાર કરતો ગયો તેમ તેમ મને લાગ્યું કે આપણે ઘણાખરા આ અર્થમાં જીવનદ્રોહી નથી ? અથવા તો દુનિયાની ઘણી ખરી ગરીબીમાં આ જીવનદ્રોહનો કેટલો મોટો ફાળો છે? સોક્રેટીસે પેલા સુતારને કહ્યું ન હતું, કે તું તારું કામ ઉત્તમમાં ઉત્તમ રીતે કર્યાનો સંતોષ જે દિવસે મેળવી શકશે, તે જ દિવસે તને સત્ય શું છે એની પણ ખબર પડી જાશે! સત્યને જાણવાની બીજી મહેનત પણ છોડી દે! આપણે એમ ન કહી શકીએ કે જીવનદ્રોહી નહિ એવી વ્યક્તિઓ જ્યારે આવશે—ત્યારે તમામ પ્રશ્નો પતી જાશે?

## એને મરવું હતું !

અકસ્માત પણ કહેવાય. ને કાંઈક મન આકર્ષણ જેવી વસ્તુ હોઈ શકે એમ માનવાનું મન પણ થાય. એવી રીતે એક વાત બની ગઈ. હું નારણપરામાં માસ્તર હતો. નિશાળ ગામને છેવાડે હતી. પડખે જ નારણપરાનો કાંટાનો ઝાંપો હતો—સામે મુખીનું ઘર હતું. નિશાળ પછવાડેના વાડામાં ઊભા રહીએ તો પછી સામેના ખેતરમાં શિયાળિયાં રોતાં હોય એ ચાંદની રાતે દેખાય ! વચ્ચે એક મોટો ખોયાણ વોકળો હતો.

નારણપરા ગીરપંથકનું ગણાય. એટલે આ વોકળો ઠીક ઠીક ઝાડઝાંખરાથી ઢંકાયલો રહેતો. વોકળામાં પાણી બારે માસ વહેતું રહેતું. આ નિશાળના વંડામાં આમલી નીચે ખાટલો ઢાળીને હું ઘણી વખત બપોરો ગાળતો.

પણ નિશાળ ગામને છેવાડે હતી એટલે એકાંત બહુ લાગતું. ને એમાં રાતે સાત આઠ વાગે ત્યાં તો, એવડા નાનકડા ગામમાં તો ધારણ વળી જતું ! દસ વાગે ત્યારે તો જાણે સ્મશાનશાંતિ ! વાર તહેવાર હોય કે ચાંદની રાત હોય તો જુદી વાત. બાકી નહિતર દસ વાગે તો

૧૨

નારણપરાના ઝાંપો પણ બંધ થઈ જાતો. રોન મારવા વાળા એક બે વખત હાકોટા મારી જાય એટલું જ, પછી આખા ગામમાં કોઈ ફરકે ને કોઈ કારવે !

મને આજ ઊંઘ આવી ન હતી. એટલે હું ફળીમાં એકલો આંટા માર્યા કરતો હતો. દિવસે તો નિશાળમાં કિલ્લોલ થઈ રહેતો. પચાસ છોકરા આખું ગામ માથે લેતા; રીડિયા, બોકાસા, ઠઠ્ઠામશ્કરી, હાસ્ય ને રુદન તમામ રસની અહીં છોળ ઊડતી. પણ રાત પડે ને આ સ્થાન એટલું એકાંતમાં કે મારા રામ રમી જાય ! એમાં વળી સામેના કાંઠા ઉપરની એક આમલીમાં હમેશાં ઘુવડ બોલતું ! એટલે હું તો રાતે થોડું સૂતો ને બદલામાં દિવસે ખેંચી કાઢતો !

આજ પણ ફળીમાં આંટા મારવા શરૂ કર્યા. કવિ ન્હાનાલાલની 'એવાં શાં આળ રાજ ! માયા ઉતારી !' એ મોટેથી ગાવા માંડી. પછી 'ઇંદુમતિ સ્વયંવર'ના શ્લોકો બોલી ગયો. ઘરમાંથી ચાખડી પહેરી આવ્યો કે એનો પટ પટ અવાજ થાય. ફરતાં ફરતાં ગીતાના શ્લોકો બોલવા માંડ્યો.

પણ એમ કાંઈ રાત જાય ? કેટલા વાગ્યા છે એ પણ આવડા નાનકડા ગામમાં શી રીતે જાણી શકાય ? એટલી ખબર હતી કે ઘુવડ બોલવાનું શરૂ કરતું ત્યારે બાર એક થતા. ઘડિયાળ મારી ભાગ્યે જ કામ આપતી ! અને હજી ઘુવડે પોતાની કવિતા શરૂ કરી ન હતી !

એટલામાં વદ સાતમ આઠમનો ચંદ્ર આકાશમાં દેખાયો ને મને જરા નિરાંત થઈ. સામે કાંઠે ઊભેલાં ખાખરાનાં ઝાડ દેખાવા માંડ્યાં નીચે વાંકળાનું પાણી ચળકી ઊઠ્યું. એકાદ કૂતરું પણ ભસી ઉઠ્યું. થોડે છેડે બે પંખી

ઉતાવળે કાંઈક બોલીને શાંત થઈ ગયાં. ગમે તેમ કાંઈક જીવન જેવું જણાયું.

એ વખતે મને અચાનક અમારા ગામમાં રહેતો કેશવો યાદ આવ્યો. એ બિચારો મારી પેઠે જ એક વખત એકલો હતો. એની એક ગલઢી મા હતી. પણ એ અપંગ જેવી હતી. કેશવો જ એને રાંધી ખવરાવતો. એની નાતમાં એણે ઘણી મથામણ કરી પણ કોઈ કન્યા મળી નહિ. પરનાતવાળી કોઈ એને ત્યાં આવી નહિ ! કેશવાભાઈનાં રૂપ પાછાં એવાં તો ! પોતે જરાક-એક આંખે જ તો ! પણ એક કળા એની પાસે હતી. કોણ જાણે કેટલી ખાંડ નાખતો કે શું કરતો ભગવાન જાણે, પણ ગાડરના દૂધના માવાના પેંડા એવા બનાવે કે ભલભલાને મોહિની લગાડી દે ! બરાબર એવી માપસરની મીઠાશ કે ન પૂછો વાત !

હું તો એને ત્યાં એ પેંડા કરે ત્યારથી બેસી રહેતો. એ વખતે તો નવરોધૂપ. એમાંથી અમારે બન્નેને મૈત્રી થયેલી. એક વખત મેં એને સો રૂપિયા ઉછીના આપ્યા હતા. બરાબર નિયમસર એ પાછા આપી ગયો ! એટલે મને એનામાં વિશ્વાસ બેઠો. પછી તો અમે ઘણી વખત સુખદુઃખની વાતો કરતા મોડી રાત સુધી સાથે બેઠા રહેતા. એના મનમાં એક જ મોટી મહત્ત્વાકાંક્ષા. કોક આછું પાતળું બૈરું મળી જાય ! પણ કોણ જાણે ગ્રહ ક્યાં પડ્યો હતો—મને લાગે છે ચોથામાં ચંદ્ર હોવો જોઈએ —એ વાતનો પાટો જ બાઝતો ન હતો ! ઉમ્મર વધતી ગઈ. બત્રીસ તેત્રીસ વટાવી ગયો ! એ મને વારંવાર કહેતો કે ભાઈ ! આછું પાતળું પણ બૈરું હોય તો ઘર-ને

ઘર હોય તો આબરુ ને તો ધંધો ! નહિતર તો પછી હું કાળિયા જ ખાઈને દિવસ ન કાઢું ? આ મફત ઉપાધિ કરે કોણ ?

છેવટે એનો પણ મેળ મળ્યો. ગામને છેવાડે બેચર લંગડાની ધર્મશાળામાં એક વખત કોક બૈરું આવી ચડ્યું.

એ વખતે હું ધર્મશાળામાં જઈ ચડ્યો હતો. બેચરે મને વાત કરી કે: "લાગે છે ભાગેડુ. હોલીની પેઠે ફફડે છે !"

અંતે એ હોલી અને આ અમારા એકાક્ષી જેવા કેશવા બાઈ. ભગવાને એ જોડી એટલા માટે જ ઘડી હોય તેમ લાગ્યુ.

પણ કેશવો પરણ્યા પછી બદલાઈ ગયો. જરાક રોફથી રહેવા માંડ્યો. વેપારધંધો પણ મોટો ખેડવા માંડ્યો. એકલો પેંડાવાળો કેશવો મટી ગયો. એક નાની સરખી હોટેલ કરી બેઠો. સોડા લાવ્યો. લેમન લાવ્યો. પીળાં પીણાં લાવ્યો. ઉનાળામાં તો હાટ આગળ પાણી છાંટી બાંકડા મૂકી "સદ્ગૃહસ્થો"ને નોતરવા માંડ્યો. ને એમ ને એમ એક નાનકડું પોતાનું ઘર કર્યું. *એને લાગ્યું કે એ કરીને કામ થયો ! હું તો વેપારની વાત જ કરતો રહ્યો ને છેવટે બધા ભણેલા સ્વર્ગ ગણે જે તે નોકરીએ ચડ્યા ! પણ માયા કોઈને છોડે ? કેશવાને પણ માયા લાગી. પરદેશ જવાની. કોઈક મિત્ર મળી ગયો. ઉપડ્યો. અમૃતસર લાહોર તરફ હતો એમ ખબર મળ્યા હતા. પછી તો હું પણ અનેક ઠેકાણે ફરતો ફરતો આ નારણપરામાં આવ્યો. સાંભળ્યું'તુ કે કેશવો તો, 'કેશવલાલ એન્ડ'

ફો.' ચલાવે છે. ને બહુ જ સારી સ્થિતિમાં છે!

આજ એ અચાનક કેમ સાંભરી આવ્યો તેની મને નવાઈ લાગી!

[ ૨ ]

લગભગ રાતના ચારને સુમારે હું સફાળો જાગી ગયો. મને લાગ્યું કે પછવાડેથી કોઈક દેવા આવ્યું લાગે છે! વોકળા તરફનો વાડાનો ભાગ કાંટાની જેવી તેવી વાડથી ઢંકાયેલો હતો. એમાંથી માણસ ધારે તો ખુશીથી આવી શકે. કાન દીધા. વાડામાં કોઈકનો અવાજ થતો લાગ્યો. ખાટલામાંથી બેઠા થઈને મેં લાકડી લીધી. હરિકેનને જરા સતેજ કર્યું. પગરખાં અવાજ થાય તેમ પહેર્યાં. પડકારો કર્યો. 'અલ્યા! કોણ છે વાડામાં?' કહીને બૂમ મારી.

જવાબમાં એકદમ શાંતિ થઈ ગઈ. મને બીક લાગી. જો બે ચાર જણા બેઠા હોય તો મારો અત્યારે બોજીયો ય ધણી ન મળે! મુખી હતા—સામે, પણ રાડ કોણ પાડવા દેશે, અચાનક જ દાબી નહિ દે?

મને લાગ્યું કે વાડામાં કાંઈક સંતલસ થતી હોવી જોઈ એ.

લાકડી લઈ ને, જમીન સાથે એને ઠબકારતો ઠબકારતો એ તરફ ચાલ્યો. થોડાક મારા કાલ્પનિક મિત્રોને નામ દઈ ને બોલાવવા માંડ્યા, પેલા જાણે કે આ એકલો નથી!

'વાલજીભાઈ! ઊઠોને ભાઈ! ઊઠો; ચાર તો થવા. નાગજીભાઈ તો ક્યારના બેસી ગયા છે ઠામણાં ઘસવા.

ઊઠોને, લાલજી કાકા ! પછી મોડું થશે ! . . .'

એમ ભેળા કરેલા મિત્રોની નામાવલિ બોલતો બોલતો હું વાડા તરફ ચાલ્યો.

અચાનક અનેક નામો સાથે, આજ સાંભર્યો હતો કેશવો. તેનું નામ પણ બોલાઈ ગયું વાડાની પાસે જતાં એ યાદ આવી ગયું. 'અને કેશવભાઈ ! આજ તો તમે પણ અત્યારમાં આવી ગયા એ યુ ' ઠીક થયું હ્યો, હું તમારી જ વાટ . . . જોતો . . .'

પણ મારો શબ્દ મારા મોમાં જ રહી ગયો. કોઈક જાણે મારા પગ ઝાલીને ત્યાં મને ચોંટી પડ્યું હતું. મને બીક લાગી મારો બેટો આ પાડવા માટે વળગ્યો લાગે છે પછી બીજા દબાતા હશે. મેં બીકના માર્યાં ઝડપથી પાછળ ઠેકડો માર્યો, હાથમાંની લાકડી ઉપાડી, ફાનસ નીચે મૂકી દીધું. પણ ત્યાં તો 'ભાઈ ! તમે મને તરત ઓળખી કાઢ્યો હો ! હું આવી ગયો છું, હું કેશવલાલ . . .' એમ બોલતો કોઈક માણસ ઊભો થતો લાગ્યો.

પહેલાં તો મને સમજણ પડી નહિ. લાગ્યું કે આ કોઈક નાટક કરે છે કે છે શું ! પણ એટલામાં તો એ હાથ જોડીને તે માણસ ઊભો રહી ગયો લાગ્યો. તે મારી નજર સામે જ આવી ગયો હતો. હરિકેન ફાનસનું એના મોં ઉપર તેજ પડતાં હું તો ચમકી ગયો: 'અરે !... આ તો કેશવો...કેશવલાલ !' મોટેથી બોલાઈ પણ ગયું.

'તમે મને તરત ઓળખી કાઢ્યો હો ભાઈ ! તમારી યાદશક્તિ ને નજર બેય ભારે ! હજી હું તમને નથી બરાબર ઓળખી શકતો . . હ્યો. ને, તમે તો તરત

ફળી ગયા !' એણે પોતાની ઓળખ પણ આપવા માંડી.

મને તો આ બધું એકદમ ખોટું હોવાનો ને કોઈક બનાવતું હોવાનો ભય હજી લાગતો હતો. પણ સામે ઊભો હતો, એ તો—બધી વાત છેતરામણી નીકળે પણ ચોક્કસ જ કેશવો હતો. એનું શું ? એની એવી કાકદૃષ્ટિ કોઈ છાની રહે ? પણ એ આંહીં હોય ક્યાંથી ?

એની સામે દૃષ્ટિ કરી. એના મોં ઉપરથી નૂર ઊડી ગયું હતું. આંખમાં અપાર શોક લાગતો હતો. લૂગડાં ફાટ્યાં તૂટ્યાં લઘરવઘર પહેર્યાં હતાં દાઢી વધી ગઈ હતી. માંડમાંડ જીવ લઈને ક્યાંકથી ભાગ્યો હોય એવો દેખાતો હતો. મને તરત પંજાબનું હત્યાકાંડ પ્રકરણ હૈયે ચડી ગયું. હા . . . ત્યારે તો કેશવો સાચો. અચાનક ઘડ બેસી ગઈ. ત્યાંથી જ આ ભાગ્યો લાગે છે. પણ આંહીં ક્યાંથી...?

ત્યાં તો એ જ બોલ્યો: 'ભાઈ ! તમે મને ઓળખી કાઢ્યો ને બોલાવ્યો, જાણે આજે આદમે દિ, મને ભગવાન મળ્યા જેવું લાગ્યું છે હો ! પણ શું માથે વીતી છે !'

મેં એને ખાટલા તરફ દોર્યો: 'આવો, આવો, કેશવભાઈ ! આવો. તમે આંહીં ક્યાંથી ? તમે તો પંજાબમાં હતા ને ? હું આંહીં છું, એ તમને ક્યાંથી ખબર ?'

'હું તો ભાઈ અહીંઠે આવ્યો છું. રેલવેનું ફ્લગ સ્ટેશન આવ્યું ને ત્યાં ઊતરી ગયો, ને પછી તો આ દશ માંડીને ચાલતો જ રહ્યો !'

'હા . . . ઓહો હો ! એક જમાનો વીતી ગયો આપણે મળ્યા તે વાતને પણ એમ છે ? તમે પહેલાં નિરાંતે બેસો...' મેં ફાનસ વધારે સતેજ કર્યું. ખાટલામાં એની પાસે બેઠો.

એની સામે જોઈ રહ્યો. સ્મશાનમાં મડદું બેઠું થયું હોય એવી એની તેજવિહોણી આંખમાં કોઈની કાંઈ વેદના રમી રહી હતી. એણે પોતાના હાથ ઉપર માથું ઢાળી રાખ્યું હતું.

મેં કહ્યું: 'કેશવભાઈ! હમણાં તમે જરાક લાંબા થાવ. ચા પાણી થાશે પછી હું તમને ઉઠાડીશ. હું પણ અહીં એકલો છું. અમારાં ભાભી—શું નામ હતું—?...'

'કાંઈ નામ ને કાંઈ ઠામ! ભાઈ! કાંઈ કહેવાની વાત નથી. એ બિચારી છન્નુ!...

'હા, છન્નુભાભી!' અને મારી નજર સમક્ષ છન્નુભાભીનો ચહેરો રમી ગયો. કેવી નિર્દોષ શાંત સાદા રૂપ ભરેલી એ નારી હતી! એ સાન્નિધ્ય જાણે વનછાયા જેવું હરિયાળું હરિયાળું લાગે! જ્યારે જુઓ ત્યારે એ હસતી જ હોય! કેશવાને એણે જાણે જીવનનું જીવન બતાવ્યું હતું. એ છન્નુભાભી... બિચારી... પણ કેશવને મેં અત્યારે નિરાંતે સૂવા દીધો.

[ ૩ ]

ચાપાણી થઈ ગયાં ત્યારે મેં કેશવાને ઉઠાડ્યો. અમે જીવનમાં કેવાં કેવાં સ્વપ્નાં ભેગાં ઘડ્યાં હતાં એ મને યાદ આવી ગયું. કોઈ નોકરી મળતી ન હતી, ત્યારે કેશવે એક વખત આફ્રિકાની મોહ ભરી વાતો કરીને ત્યાં ભાગી જવાનો વિચાર કરી મનને આનંદ પમાડ્યો હતો! 'ત્યાંની શેરડી જાણે અહીંની મોટી વળીઓ જ જોઈ લ્યો, આપણે તો બસ ત્યાં જવું છે, ને ત્યાં જ રહેવું છે!'

એ કેશવ આજે પોતાના જીવનનું એકાદ ચીંથરું લઈને જાણે મૃત્યુના મુખમાંથી આવ્યો હોય એટલો બધો નિરાશ, વેદનામયી, કેવળ શૂન્ય જેવો દેખાતો હતો.

એ મારી સામે બેઠો. એની દુકાને બેસતા હતા તેમ અમે બન્ને, વચ્ચે પાટલા જેવું મૂકી સામસામે કપ લઈને બેઠા. ગાંઠિયાનું પડીકું પણ મૂક્યું હતું. ને અમારી જુનવાણી પ્રીતિના નમૂના જેવા બે પેંડા પણ હું ગામમાંથી લાવ્યો હતો!

પણ કેશવને જાણે કાંઈ ન બોલવામાં, કાંઈ જ ન કરવામાં કાંઈક આશ્વાસન મળતું હોય તેમ એણે છાનોમાનો ચાનો પ્યાલો ઉપાડી મોંએ લગાડ્યો. ન એણે એક શબ્દ કહ્યો કે ન કાંઈ વાત કરી. મેં ધીમેથી પૂછ્યું: 'કેશવભાઈ! તમે તો બધા સહીસલામત આવ્યા છો નાં? હવે પાછા અહીં થાળે થઈ જાઓ!'

'સહીસલામત—બધા જ હવે સહીસલામત છે. એકલો હું સહીસલામત નથી!' તેણે કહ્યું.

'કેમ એમ બોલ્યા કેશવભાઈ? છન્નુભાભી ક્યાં છે?'

'ત્યાં જ રહી ગઈ! કૂઈ!'

મને પેટમાં ધ્રાસ્કો પડ્યો. ચોક્કસ બાળે છન્નુભાભી ગુમાવ્યાં હશે. એટલામાં એ જ બોલી ઊઠ્યા: "કાંઈ કહેવાની વાત નથી, ભાઈ! વીતી છે માથે. ભગવાન કોઈને એવા દિ દેખાડે નહિ. આપણે તો મીંદડા કૂતરા લડતાં જોયાં છે. પણ એ તો ભાઈ! આના પ્રમાણમાં માણસ જેવાં દેખાય! માથે થઈ છે કાંઈ!

'ત્યાં તો જાણે બધું લૂંટી ગયા. કોઈનું ભગવાન રાખે

તેમ રહીશું. ચાલો ઘર ભેગા થઈ જઈએ. એ હિસાબે હું છન્નુ, ને બે છોકરા, એક મોટી છોકરી એમ પાંચ જણા ઊપડયા. ડબામાં તમામ આપણા જેવા હતા.'

કેશવને આ વાતનો આટલો ટુકડો એ જ હવે કેવળ જીવનનો આધાર હોય તેમ એ ચાનો પ્યાલો હાથમાં રહેવા દઈ, જમીન સામે એકીટશે જોઈ રહ્યો હતો ! જાણે એ ત્યાં કાંઈક નીરખી રહ્યો હોય ! શૂન્ય મનવાળે એણે આગળ ચલાવ્યું: 'ભાઈ! એક સ્ટેશન આગળ રહ્યું ને ખબર પડી કે મોટું ટોળું અમારી જ રાહ જોઈ રહ્યું છે. અમારા તમામના મોં ઉપરથી નૂર ઊડી ગયું. ડબામાં રોકકળ શરૂ થઈ. કોઈ પોતાનાં છોકરાંને હૈયાસરખું ચાંપીને ધ્રૂસકે ધ્રૂસકે રોવા માંડયું. ક્યાંક જાણે પાણી થઈને વહી જવા માટે હોય તેમ ખરખરખર બસ આંસુની ધારા જ ચાલવા માંડી ! ક્યાંક આખું કુટુંબ ભેગું થઈને એક બીજાને વળગી પડયું હતું. જાણે વળગવાથી જીવાતું હશે. કોઈ ક ચાલતી ગાડીએ ભાગવાનું કર્યું. ડબાનાં બારણાં ઉપર જવા માટે મારામારી ને ગાળાગાળી પણ થવા માંડી. એ વખતે છન્નુએ પોટલામાંથી થોડાક કપડાં કાઢયાં તે મારી સામે જોઈ રહી. 'તમે આ પહેરી લ્યો ના!'

'આ ક્યાંથી કાઢયાં તે?'

'એ તો મેં ચાલતી વખતે પાડોશમાંથી લીધાં હતાં!'

'વેચાતાં?'

'ના, મારી બંગડી સાટે. પણ લ્યો. હવે ઉતાવળ કરો. વાતનો વખત ક્યાં છે?'

'મેં ભાઈ કપડાં તો પહેર્યાં પણ તરત વિચાર આવ્યો

છન્નુનું શું ? ને છોકરાંવનું શું ? મેં તેને વાત કરી: 'પણ છન્નુ ! તારું શું ?' તેણે બોલ્યા વિના ઊંચે જોયું. 'ઉપર-વાળો બધું જાણે છે. બૈરાં છોકરાંને કોઈ ન અડે. તમે બચી જાશો તો બધા નીકળી જાશું !'

'થોડીવારમાં ભયંકર મૌન વ્યાપી ગયું. કેવળ રુદન સંભળાતું રહ્યું. થોડીવાર થઈ. ગાડી જાણે અટકી—અટકી શું, કોઈકે અટકાવી.

'હથિયારબંધ માણસો એક પછી એક ડબામાં ચડવા માંડ્યા. અમારા જેવાને એક બાજુ તારવી કાઢ્યાં. બૈરાં છોકરાંને નીચે ઉતારી મૂક્યાં. મેં એ જોયું ને મારો અંતરાત્મા પોકારી ઊઠ્યો, 'અલ્યા મરી જા ! મરી જા !—આવો મરવાનો વખત તને ફરી ફરીને નહિ મળે હો ! મરવું હોય તો અત્યારે જ મરી જા !'

'પણ ત્યાં ટોળામાં તો નવી બુદ્ધિ કામ કરી રહેલી હતી. વૃદ્ધો તો જીવી ચૂક્યા છે. એ હવે શું જીવવાના હતા ? પણ છોકરાં નવું જીવન મેળવી ન જાય એ જોવાનું હતું. એ જીવે તો લડવા ઊભાં થાય. બૈરાં જીવે તો નવાં છોકરાં થાય—માટે . . . બસ . . . માટે . . .

'ત્યાં મેં જે જોયું એ જોયા પછી આજે હું જીવું છું એ મને મરણ કરતાં આકરું લાગે છે. અરે ! બીજું કાંઈ નહિ, હું ત્યાં કૂદી પડીને મારી મોટી છોકરી ઉપર ઘા કરવાવાળાના વચ્ચે આવીને રહેંસાઈ ગયો હોત ! મારે મરવું જોઈતું હતું, મરવું જોઈતું હતું . . .' તે વેદના ભરેલો ઉશ્કેરાટ વ્યક્ત કરી બેસશે એમ મને લાગ્યું. મેં તેને ખભે ધીમેથી હાથ મૂક્યો: 'કેશવ ! ભાઈ ! આમાં કોઈનાથી

શું થાય તેમ હતું ' સેંકડો સામે તું એકલો કપાઈ ગયો હોત...'

'તો મને આજે જે રોમરોમમાં જાણે અગ્નિ લાગ્યો છે, એ અગ્નિ ન લાગત. તમને આ જીવનનો ખ્યાલ પણ નહિ આવે હું હવે કેવળ દિવસ વીતાવવા માટે રખડું છું...

'એમ નહિ ભાઈ! તેં કરવા જેવું...

'બધું નહોતું કર્યું એ જ વાત છે...' કેશવ ઉશ્કેરાઈ ગયો: 'મારે મરવું જોઈતું હતું. એક હજાર મારા કકડા ત્યાં થઈ ગયા હોત, તો એ દરેક કકડા માટે, મને એક એક નવું જીવન મળતું રહેત. હવે તો હું શું...કેવળ... માણસાઈ વિનાનો...અરે! જેણે મારે માટે...'

કેશવ બોલતાં બોલતાં ભાંગી પડયો. એની આંખમાંથી ખરખર આંસુ વહેવા માંડયા. તે ધ્રુજવા માંડયો. મેં ધીમેથી એના હાથમાંથી ચાનો પ્યાલો લઈ લીધો. 'કેશવ! ભાઈ...'

પણ કોણ બોલે! ત્યા કેશવ જ ન હતો!

# ખરી ગયેલાં પાન !

ખરી ગયેલાં પાન ! અને વીતેલા દિવસો ! માણસો તમને સંભારે છે, પણ તમે કોઈ દિવસ એમને સંભારો છો ખરા ? જે દિવસ, એમનો પોતાનો, ગઈ કાલે ગણાતો, અને હતો, અને જે આજે નથી, એ દિવસ પોતે એમનું કોઈ સંભારણું રાખી મૂકતો હશે ખરો ? એ શું કેવળ જવા માટે જ આવ્યો હશે ?

એને માણસો સાથે કોઈ પ્રીતિલગની લાગતી જ નહિ હોય ? કે ! સૌથી નિષ્ઠુરમાં નિષ્ઠુર તો, ત્યારે સમય જ છે એમ સમજવું ?

એ નિષ્ઠુર સમયની પાસે, આજે શોકાંગુલિભરેલી જરાક કરુણવાણી છેડીને, એને એ પળને માટે થોભવાની વિનંતિ કરવી છે.

[ ૧ ]

જ્યારે જુઓ ત્યારે કામમાંથી પરવારીને ભનિયો બીડી ફૂંકતો ફળીના એક ઝાડ નીચે બેસી ગયો હોય.

એની ઉમ્મર જુઓ તો પાંચ વર્ષની લાગે. રસવૃત્તિ જુઓ તો સાઠે પહોંચેલા ગલઢાબૂઢાની. ખરી ઉમ્મર દસ બારની. કૌતુકમયતા જાણે ૭ મહિનાના છોકરાની! દરેક વસ્તુ એને નવી લાગે.

આ ભનિયાને ખબર ન હતી, પણ એ જન્મ્યો તે પહેલાંથી નોકર હતો. જેવા તેવાનો નહિ, કોઈ દેસાઈ કુટુંબના આળસુના નબીરાનો! એક જ ઓરડામાં સામેના ટેબલ ઉપર પાનની રકાબી પડી હોય, તો ચાર ડગલાં ઊઠીને ચાલવાને બદલે, ત્રીજે માળથી, 'ભનિયા! એ ભનિયા! ક્યાં મરી ગયો?' કરીને એમાંથી પાન મગાવે એવા નબીરાનો! ગમે તેમ, ચાલતાં શીખ્યો ત્યારથી ભનિયો કૂળીમાં પડેલો લોટો લાવીને ઓશરીમાં મૂકતો. ઓશરીમાં પડેલી રકાબી રસોડામાં મૂકી આવતો. એને પગ વહેલા આવ્યા. જીભ પછી જાણે આવી જ ન હોય તેમ એ પગ જ ચલાવ્યા કરતો! ન છૂટકે બોલવા જેટલું બોલતો!

એમ કરતાં ભનિયો મોટો થયો. એટલે દસેક વરસનો. ત્યાં જીવનનાં જાણે તમામ રહસ્યો પામી ગયો હોય તેમ એ જ વસ્તુમાં પોતાના મનને રમાડતાં શીખી ગયો. એ કામ કર્યા કરતો. ને કામ પૂરું થાય ત્યારે બીડી ફૂંકતો. એને થાક લાગતો નહિ. ભૂખ લાગે ત્યારે એ ખાઈ લેતો. કામ કરીને બીડી ફૂંકતો. બીડી ફૂંકીને સૂઈ જતો!

ઝાડ ઉપર કાગડો બેસે તો એ પણ એને નવાઈનો વિષય હતો. એટલે એને કોઈ દિવસ જાણે બીજી કોઈ ઊણપ જ જણાતી ન હતી!

આવો આ ભનિયો એમ ને એમ કેટલું બધું જીવી ગયો? પચાસ વટાવી ગયો. બૈરું લાવ્યો. બૈરાંને છોકરાં થાય છે માટે ભનિયાને ત્યાં બીજા ભનિયા આવ્યા. એ બીજા ભનિયા, દેસાઈ કુટુંબના એવા બીજા જ આળસુ નબીરાઓ માટે, આમ તેમ હાથમાં રોટલાનું બટકું લઈને દોડવા માંડયા!

પછી એક દિવસ આ ભનિયો મરી ગયો. એની રાખ થઈ ગઈ. છોકરાં થોડું રડયાં. બૈરી થોડું રડી. દેસાઈ કુટુંબમાં એ બિચારો સાચો હતો એવી દયાવાણી 'ટાઇમ્સ ઓફ ઈન્ડિયા'ની જાહેરખબરી કાલમ વાંચતાં બોલાઈ ગઈ—ને આટલી કરુણ પ્રશસ્તિ સાથે ભનિયો ભુલાઈ ગયો. હમેશને માટે ગયો.

પણ એ જીવન જીવી ગયો હોય તો એ સૌની મશ્કરી કરી ગયો. એ જીવન જીવી ગયો. એ જીવન જીવી ગયો ન કહેવાય, એમ પ્રવચની પંડિતો ગણતા હોય, તો એની મશ્કરી સૌએ કરી. ને એ બન્નેમાંથી એકે ન હોય તો નિષ્ઠુર સમયનું આ શેતરંજ મહોરું, નાહકનું આવ્યું, નાહકનું રહ્યું, નાહકનું ગયું ને નાહકનું હેરાન થયું! એક બીજા શંકરે આ માયાની વાત લખવી રહી!

[ ૨ ]

**ઊંચી**—પણ કેટલી! લગભગ ત્રણસો થી છસો ફૂટ ઊંચી, સીધી, ડાકલાંગ કરાડને છેડેથી, જેમ તીર છૂટે એમ ફલક જ્યારે છૂટયો ને ગડગડિયો દડયો જાય તેમ

દોડતો નીચે જઈને સલામ કરીને ઊભો રહ્યો, ત્યારે ડુંગર સહેલાણીઓના જીવમાં જીવ આવ્યો. 'હા . . . ય!' એમ બોલીને બૈરાંઓને થયું કે એમણે જાણે ઘણું કહી નાખ્યું છે. નાક ઉપરથી ચશ્માં ઉતારી એની 'ફ્રેઈમ' ઘસવા માંડયા એટલે પુરુષોને થયું કે એમણે પણ ઘણી પ્રશસ્તિઓ કરી લીધી.

પણ ફૂલકુ તો એના નાનકડા છોકરા શકરુ માટે કાંઈક મદદ મળી જાય માટે આ જીવસટોસટની રમ્મત આદરી બેઠો હતો. ડુંગર સહેલાણીઓને આવા જીવનનો પરિચય સાધવાનું પુસ્તકમન થઈ આવે છે, ત્યારે આ ડુંગરવાસીઓને કાંઈક મદદ મળી આવશે'ની મોંઘી દુરાશા પ્રગટે છે!

ગમે તેમ ફૂલકુને તો નોકરી મળી ગઈ, એના શેઠ ભેગો મુંબઈ આવ્યો. ત્યાં રહેવું, કામ કરવું. નોકરી કરવી. રોટલા ખાવા. રજા હોય ત્યારે રખડવું. ચોકી કરવી. સૂઈ જવું. સવારે ઊઠીને ચા મૂકવી.

ફૂલકુ મહિને મહિને શકરુને પૈસા મોકલે. શકરુ ભણ્યા કરે. પંડયાનો કાગળ આવે. ગામના સમાચાર હોય. ખેતરના સમાચાર હોય. ઝાડના પણ સમાચાર હોય. ફૂલકુ બે ઘડી પોતાના મનમાં પોતાને ગામડે આંટો મારી આવે!

પણ જેને કોઈની પડી નથી એવા સમયને વળી ફૂલકુની શી પડી હોય?

એમ ને એમ ફૂલકુએ તો સાત વરસ આંહી ને આંહી વટાવી ખાધાં. જાવા આવવાનું ખરચ કરે તો શકરુના પૈસા

ઓછા થાય ના ! પથ્થર જેવું દિલ કરીને એણે દિવસો કાપવા જ માંડયા. દિવસો કપાતા ગયા. ફુલકુના આનંદનો પાર નથી. દિવસો કપાય એ પણ આનંદ લાગે એટલી બધી એને શકરુના ભલા માટે લગની લાગી છે !

અંતે સાત વરસે એ પોતાને ગામડે ગયો. સ્ટેશનથી કેટલું બધું દૂર ! પંદર દિવસનો ચાલીને જવાનો રસ્તો ! એ બે મહિનાની રજા મેળવીને આવ્યો હતો. એના આનંદની કોઈ પરિસીમા ન હતી. શકરુ કેટલો મોટો થઈ ગયો હશે ! એને ઓળખશે !

પોતાને ગામડે આવ્યો. શીમમાં જ શુકરી મળી ગઈ. એની પાડોશણ. ઘાસ કાપવા આવી હતી. પણ એ એને ઓળખી ન શકી.

ફુલકુએ ઓળખાણ કાઢી. ત્યારે એણે એને ઓળખી કાઢયો: 'હા ! હા .. ફુલકુભાઈ . . તમે તો પછી આવ્યા નહિ ? પછી બિચારી શુકી તો કેટલા દી રાહ જુએ ? છોકરા જેવો છોકરો . . . '

ફુલકુના પગ નીચેથી પૃથ્વી સરવા લાગી. શું એના છોકરાની આ વાત હતી ?

'કોની વાત કરો છો ?' એણે પૂછ્યું પણ ખરું.

'કેમ કોની શકરુભાઈ ! શુકી તમારી બૈરી ન હતી ? કે ભૂલી ગયા ?'

'એને તો હું મળવા આવ્યો છું ને ! ભૂલી કેમ જાઉં ?'

'પણ એ ક્યાં આંહીં છે ? છોકરા જેવો છોકરો ખોઈ બેઠી . . . ત્રણ વરસ થઈ ગયાં . . . '

હવે ફુલકુના પગ ખરેખર ભાંગી ગયા. તે નીચે જ

બેસી ગયો. શુકરી એના મનથી એને આશ્વાસન આપી રહી હતી. વધારે વાત કઢાવવા જેટલું પણ એના હૃદયમાં સત્ત્વ રહ્યું ન હતું. તે ભાંગી જ ગયો.

એ અરધા વેણે વાત સમજી ગયો હતો. ગામના ભણેલ પંડ્યાએ છેલ્લાં ત્રણ વર્ષથી એના પૈસા લીધે રાખ્યા હતા ! એટલું જ. બાકી ત્યાં કોઈ હતું નહિ. શુકરી ભાગી ગઈ હોવી જોઈએ. અને શુકરુ . .

'શુકરુને શું થયું હતું ?

'કોને ખબર માડી ! એક દિ પાણી શેઢે પીધું ઈ પીધું. સાંજથી જ તાવમાં પડ્યો. એમાંથી પછી . . . . આ . . .' શુકરીએ કપાળ ઉપર હાથ મૂક્યો.

ધીમે પગલે ફલકુ પછી પોતાના ગામડા તરફ ચાલ્યો. ચાલ્યો તો ખરો, પણ ગામનાં ઝાડ દેખીને ત્યાંથી જ એ પછી પાછો ફરી ગયો. ગામમાં જવાનું એનું મન હાલ્યું નહિ !

આ ફલકુ પછી પાછો મુંબઈ આવ્યો. એને હવે કોઈ માટે કાંઈ કરવાનું ન હતું. એ ધીમે ધીમે જીવન સંકેલી ચાલી નીકળ્યો !

આ પાંદડું ખરી ગયું, ત્યારે એક પણ માણસને કાંઈ રોવાનું ન હતું ! કોઈને કાંઈ જ કહેવાનું ન હતું ! અસંખ્ય પાંદડાં આમ ખર્યા કરે, એવી આ દુનિયામાં કોઈ હેતુ હશે કે હેતુ શોધવામાં મૂર્ખાઈ હશે ?

આજ મને ફલકુનું નામ યાદ આવતાં એ યાદ આવે છે.

[ ૩ ]

**કેટલી** આશાસ્પદ એની બુદ્ધિ હતી! મનમોહન જ્યારે કોલેજમાં ઊભો થતો, ત્યારે અમે એના સમવયી વિદ્યાર્થીઓ એ જ વિચાર કરતા કે, આને આટલું બધું આવડે છે કયાંથી!

કોઈ પ્રોફેસર કાંઈ ભૂલી જાય તો છેક છેલ્લા બેંચ ઉપરથી ધીમો શાંત અવાજ આવે. એ મનમોહનનો અવાજ હોય. અને છતાં એના જ્ઞાનમાં પ્રદર્શન કયારેય ન હોય! એની કહેવાની ઢબ એવી સહજ રહેતી! સૌ એની સામે પ્રશંસાથી જોઈ રહેતા. આખો વર્ગ જ્યારે કોઈ પ્રોફેસરના કોઈ ભાષણ ઉપર ઘીદાં ઘીદાં થઈ ગયો હોય, ત્યારે મનમોહન એમાંથી ધીમે રહીને ફક્ત એક કાંકરી ખેસવે અને અમારા મનની આખી ઈમારત તરત કડડ ભૂસ કરતી નીચે! એની પાસે એવી શુદ્ધ તુલનાત્મક દૃષ્ટિ પણ હતી. એનો અભિપ્રાય મૂલ્યવાન ગણાતો. એ ભાગ્યે જ મળે, પણ જ્યારે મળે ત્યારે એની નવીનતામાં પ્રેરકતા પણ હોય ને સર્જકતા પણ હોય! શુદ્ધ પ્રેમ ભરેલી એની જ્ઞાનોપાસના પણ એની અનોખી ઢબ વડે વધુ આકર્ષક બની જતી! એને વદિયો કહેવાય નહિ, એવી એ બરાબર મર્યાદામાં રહેનારી વસ્તુ હતી.

મનમોહન નામ કાઢશે જ, એ વિષે કોઈને પણ શંકા ન હતી. એની બુદ્ધિ જેટલી સ્વચ્છ, એટલી જ ઊર્મિ પવિત્ર. એ વિરલ સંયોગ હતો. એને કોઈની સાથે દ્વેષ નહિ. કોઈ પણ દિવસ કોઈના વિષે કાંઈ પણ કહેવાનું નહિ. એ

માનતો, એને અચલ વિશ્વાસ હતો, કે દરેક માણસ કાંઈ ને કાંઈ સારું કરવા મથે છે. સારું નથી કરી શકતો, ત્યારે પણ એ સારું કરવાની ઇચ્છા ધરાવતો હોય છે. એની ઇચ્છા, એની વૃત્તિ પાસે, પાણી ભરે છે. બસ. જીવનની તમામ કટુતા આ એક જ પાયામાંથી ઉદ્ભવે છે. વૃત્તિને જો માણસ કળવા શકે, સમજી શકે, માપી શકે, તો દુનિયા ઉપર ક્યાંય પણ વિસંવાદિતા હોય જ નહિ!

એ જમાનામાં પણ અશોક સ્તમ્ભના ત્રણ શાંત સિંહ, મનમોહનનો એ આદર્શ હતો! એ કહેતો કે દરેક માણસ શાંત બને તો એનું શાર્દૂલત્વ પ્રગટે ને પ્રગટે જ!

એટલે જ્યાં બીજા માણસો સ્વભાવ ખોઈ બેસતા, ત્યાં એ માત્ર એક જ વાક્ય કહેતો અને પ્રકાશ પડતાં જેમ બધું સ્પષ્ટ થઈ જાય તેમ સ્પષ્ટ થઈ જાતું. એને ગુસ્સે થતો કોઈએ કોઈ દિવસ જોયો ન હતો. દિલગીર પણ દીઠો ન હતો. ચિંતનશીલ પણ નિહાળ્યો ન હતો. પાણીના રેલાની માફક એ જાણે જીવનને સહજ વહાવી રહ્યો હતો.

ઘણીવખત અમને એની જીવન ઉંચાઈ હિમાલય સમી ભાસતી. પણ મનમોહન કોઈ દિવસ પોતાની ઊંચાઈ દેખાવા દેતો નહિ. એનામાં એટલી બધી આકર્ષક વિનમ્રતા હતી કે એ અમારાથી જુદો છતાં, જુદો લાગતો જ નહિ!

અમને નવાઈ એક જ વાતની લાગતી હતી. સૌને ખબર હતી કે પેલી અંગના–ભલેને એ મોહક કંઠથી આખો દિવસ વાતાવરણને ભરી દેતી હોય–એના જેવું પતંગિયું બીજું ખોળવું મુશ્કેલ! એટલી વિચિત્ર!

લગભગ પાવા વિનાની ! છોકરાઓ તો એને અઢીપાવાની જ કહેતા ! એ અત્યારે ખુશખુશાલ હોય, પણ બે ઘડી પછી એના ગુસ્સાનો પાર ન રહે ! અને એ ગુસ્સો પણ કેવી વાત ઉપર—! કોઈ એને એટલું કહે કે તમારા કંઠમાં ગુંજન છે, છતાં એમાં અસ્પષ્ટતા છે, મધુરતા નહિ—બસ બાઈ સાહેબનું નાકનું ટેરવું તે દિવસે નીચે નહિ ઊતરવાનું !

અને એની એક બીજી ખાસિયત પણ એવી જ. જો એને કોઈ વખાણ્યા કરે તો એ ત્યાંથી આખો દિવસ ઊઠે તો નહિ, પણ પાંચ પંદરનું પાણી પણ કરી નાખે ! એને વખાણ વખાણ ને વખાણ જ જોતાં ! એનાં વખાણ કરનારો જો થાકે નહિ તો એ વખાણ સાંભળતાં કંટાળે નહિ ! વિદ્યાર્થીઓ તો એને દર્પણકન્યા જ કહેતા ! ને છોકરાઓ કેવા વિચિત્ર હોય છે ! કોઈની નબળાઈની સહેજ પણ ઈશારત મળી, પછી તો આખું ખાઈને એની પાછળ જ પડે. આ અંગનાને ત્યાં પણ ઢંગધડા વિનાના સૌ પળાતા—સૌ એને વખાણતા—પાછળથી નિંદવા માટે, અને આશ્ચર્યનું આશ્ચર્ય એ હતું કે, એ એ બધું સાચું માનતી ! કદાચ એ જ એનું જીવન હતું !

આ અંગના પ્રત્યે મનમોહનને આકર્ષણ થયું, ત્યારે ઘડીભર એનો આંક પણ ઊતરી ગયો હતો. પણ ના. મનમોહન તો મનમોહન જ રહ્યો. એ નીચે ન ઊતર્યો, અંગના ઊંચે ચડી. અંગનાના ગુંજનને ધીમે ધીમે મર્યાદા આવતી ગઈ. એમાં જે ગર્વ હતો—હું કેવું ગાઉં છું—એને બદલે પ્રશ્ન આવ્યો—આ સ્વર—કે આ ? કયો વધારે ઉચિત ?

કોઈ કોઈ વખત પ્રશ્ન જીવન ફેરવે છે. કોઇ વખત ઉત્તર.

અંગનાનું જીવન પ્રશ્નને લીધે ફર્યું, એમ કહી શકાય. એને ધીમે ધીમે આ વાતમાં—આ ગુંજન કર્યાં કરવા જેવી વાતમાં પણ—અતળ ઊંડાણ દેખાવા માંડયું! એને લાગવા માંડયું કે ગુંજન ગુંજનમાં પણ ફેર છે! અમારો સૌનો છુટા પડવાનો વખત આવ્યો ત્યારે અમે આનંદ ને શોકની મિશ્ર લાગણી અનુભવી રહ્યા હતા! સૌ તે દિવસે ઉતાવળ ભરેલી ખુશમિજાજીમાં હતા. ફોટો લેવા માટે ફોટોગ્રાફર આવ્યો હતો. જલેબી પૂરીની ફિસ્ટ હતી. અને પછી મનમોહનની 'રૂમ' માં જ છેલ્લી બેઠક થવાની હતી. અમે કોઈ પાછા કોલેજમાં મળવાના ન હતા! અંગના ત્યાં ગાવાની હતી.

બીજું બધું તો ક્રમ પ્રમાણે થયું. દરેકને મનમાં લાગ્યું કે એમને બરાબર બેસતાં આવડયું છે. ફોટો નંબર 'વન' આવવાનો. 'ફીસ્ટ'માં મારાજે પણ હદ કરી હતી. કોના બાપની કરીને પણ ઉદારતાની અવધિ આંકી હતી. હવે તો અંગનાને સાંભળવાની સૌને લગની હતી. પણ તે દિવસે કોણ જાણે શું થયું, એ કાંઈ ખાસ ખીલી નહિ—મનમોહનની હાજરી હોય કે ગમે તેમ, એ આછકલાં, બંગાળી અનુકરણિયાં ગાઈ શકી નહિ. ને શુદ્ધ ગુજરાતી એના કંઠમાંથી તે દિવસે નીકળ્યું નહિ. એટલે એક એ વસ્તુ મારી ગઈ!

એ બધું પૂરું થયું, ત્યારે અમને લાગ્યું કે મનમોહન અંગનાને બે શબ્દ કહેશે. પણ ના, એ તો આટલું જ

બોલ્યો, 'કેટલીક વખત હું સમજતો હોતો નથી, માટે પણ મહત્તા મેળવી જાઉં છું. હમેશાં આવી ટેવ પડવા મંડશે તો છેવટે હું માણસ મટી જઈશ ને સરકાર થઈ જઈશ! જેને કાંઈ વ્યક્તિત્વ નહિ ને કાંઈ ગતાગમ નહિ !'

મનમોહનના એ છેલ્લા શબ્દો હતા. ત્યાર પછી અમારે રજા પડી. એ એને ગામ ગયો. અમે અમારે ગામ ગયા. અંગના અંગનાને ઘેર ગઈ.

ત્યારપછી અચાનક ખબર પડી કે અંગના પરણી ગઇ. એના કંઠના ઉપર મોહ પામીને કોઈ શ્રીમંત એને પરણી ગયો.

આ વિષે મનમોહનનો અભિપ્રાય મેળવવો વ્યર્થ હતો ! એ વસ્તુને પણ દિવસો વીતી ગયા.

એની ઊંચી આકર્ષક દેહ, બુદ્ધિશાળી મુખમુદ્રા, લાગણી ભરેલી આંખો, એ બધું અમારા સ્મૃતિ અંકમાં રહી ગયું એટલું જ ! મનમોહન, જીવનની સંપૂર્ણતાને, આ જીવનમાં મેળવવાની મહત્ત્વાકાંક્ષા સેવનારો મનમોહન, ગયો તે ગયો ! ને તે પણ કેવી રીતે ? હજારો મૃત્યુ થતાં હતાં, ઈન્ફ્લુએન્ઝાને લીધે, ત્યારે એ પણ એમાં ગયો ! જાણે કે આવ્યો, રહ્યો, જોયું, ને ગયો !

ઘણા વખત પછી અમને અચાનક ખબર પડી કે મનમોહન આ ફાની દુનિયાને તજી ગયો હતો.

એટલી બધી સ્વચ્છ બુદ્ધિનું આંહીં શા માટે આવવું થયું ? શા માટે જવું થયું ? એ બધું જ અનુત્તર રહી ગયું !

એક દિવસ હું લીમડાના ઝાડ નીચે બેઠો હતો.

ઋતુ પાનખર ઋતુ હતી. એક પાંદડું ખર્યું. એની પાછળ તરત બીજું ખર્યું. એટલામાં જરાક વંટોળિયો આવ્યો ને અસંખ્ય પાન ખરી પડ્યાં !

પછી તો ખરવા જ માંડ્યાં !

એ શા માટે ખરતાં હતાં ? બીજાં નવાં આવે માટે ? મને મનમાં પ્રશ્ન રમી રહ્યો. મનમોહન એ વખતે મારા મનમાં આવી ગયો. માણસ આ પાંદડા જેટલો કિંમતી હશે ? કે એની કિંમત એણે ગુમાવી હશે ? કે આ બધી ભ્રમિત મનની કલ્પના હશે ? કોઈ આવતું નહિ હોય, ને કોઈ જ જાતું નહિ હોય—એમ તો નહિ હોય ?

ત્યારપછી ખરેલાં પાન, વહી ગયેલો સમય અને ચાલી ગયેલાં માણસ—મારો એ કેડો છોડતાં નથી ! ઘણી વખત તો વાહિયાત ગણાય તેવો પ્રશ્ન પણ થાય છે,

'માણસ પાંદડાં હશે—કે પાંદડાં માણસ હશે ?' મનમોહન વિના એનો પ્રકાશી ઉત્તર તો કોણ આપે ? જીવનની કેટલી સ્વચ્છ કલ્પના—અને છતાં એ મનમોહન પણ અસંખ્યમાંનું એક પાંદડું !

[ ૪ ]

વિલેજપોસ્ટમેન બહેચર નથુ કેવું જીવન જીવી ગયો એની નોંધ કોણે રાખી હોય ? પણ એ એક વખત જીવતો જાગતો માનવી હતો એના ગરીબ દિલમાં પણ મહત્ત્વાકાંક્ષા હતી. એને બુદ્ધિ હતી. લાગણી હતી. મન હતું. અને શું ન હતું ? એને પણ એક આશા હતી. પોતે ત્રણ ત્રણ ગામને ટપેથી ઘેર આવે ત્યારે કોઈક ટાઢાપાણીનો

લોટો લઈને સામે ઊભું હોય એવી ! કેટલી નાની ને કેવી મહાન આશા ! એ આશામાં ને આશામાં એણે પોતાના તે વખતના એકત્રીશ રૂપિયાના પગારમાંથી દરમહિને રૂપિયા દસ સેવિંગબેંકની નોંધપોથીમાં મૂકવા જ માંડ્યા હતા. એમ ને એમ એણે રૂપિયા છસ્સો ભેગા કર્યા.

એની પાસે છસ્સો રૂપિયા ભેગા થયા, ત્યારે એના પાડોશી ઠાકરશી કમળશીને પાંચસો રૂપિયાનો ખપ પડ્યો. ઠાકરશી કમળશીએ રૂપિયા એના, આમ, પાછા વાળવાનો વાયદો કર્યો હતો. એ તો હમણાં એનો હાથ જરાક ભીડમાં હતો. ૭ ટકાના વ્યાજે બહેચર નથુએ ઠાકરશી કમળશીને રૂપિયા આપ્યા. પોતાના જૂના ઓળખીતાની આંખની શરમ આડે આવી. અને એણે માંડમાંડ ભેગા કરેલા પોતાના રૂપિયામાંથી પાંચસો રૂપિયા એને કાઢી આપ્યા ! એ આપ્યા તે આપ્યા. ઠાકરશી ક્યારે ઉપડી ગયો એની પણ બહેચરને ખબર ન રહી !

વિલેજપોસ્ટમેન બહેચર નથુની સ્વપ્નસૃષ્ટિ અદૃશ્ય થઈ ગઈ. આ એક ઘાએ એની પીઠ ભાંગી નાખી. પછી તો એ જાણે ઢસરડા કરતો લાગે. બાકી ઠાકરશી કરમશીએ વાતો તો મોટી મોટી કરી હતી કે, એમ તો વેપારીનો દીકરો છું હો ! પંદર વર્ષે ય તમારા દૂધમાં બોળીને દેવા ! પણ એ બધી તો હવે વાતો જ રહી ! ઠાકરશીએ કોણ-જાણે શું કર્યું પણ એ હવે કોઈને મોં જ દેખાડવા રહ્યો નહિ ને !

વિલેજપોસ્ટમેન બહેચર નથુ પાછો પૈસા જમે કરાવવા માંડ્યો. પણ હવે એ પોતાની અવસ્થા જાળવામ

માટે મરણમૂડી ભેગી કરતો હતો. એણે ટાઢા પાણીના લોટાની ને ઉનાઉના ચાના કપની એ'ય આશા ગુમાવી હતી !

બહેચર નથુ ઊંધું ઘાલીને કામ કરતો ગયો. પેટ ભરતો ગયો. નિયમિત ગામડાના રસ્તા નિહાળતો રહ્યો. એ પાંદડે કોઈ દિ થઈ શકે એવી એણે આશા છોડી દીધી હતી !

બહેચર નથુ ત્યારપછી તો પેન્શન ઉપર ઊતરી ગયો. ઠાકરશીને પૈસા આપ્યા હતા એ વાત પણ ભુલાઈ ગઈ. એ પોતાના દિવસો કાપતો ત્યાં બેઠો, છેલ્લા દિવસની પ્રતીક્ષા કરતો રહ્યો !

સઘળાના જીવનમાં અંતે તો રાહ જોવાની જ આવે છે નાં ?

એક દિવસ એ પ્રમાણે એ બેઠો હતો અને એક પીળું પતાકડું એના નામનું આવ્યું. કોઈનું કવર હતું. પોતે વરસમાં માંડ ચાર કાગળ દેખતો, એમાં એક આ વધારાનું કવર એને તો નવી નવાઈ જેવું લાગ્યું.

એણે કવર ફાડ્યું. અંદરથી એક ચેક નીકળી પડ્યો. એમાં રૂપિયા આના પાઈ સીખેનો આજ દિવસ સુધીનો હિસાબ ગણીને ઠાકરશીએ પંદરસો રૂપિયા ને અરધો આનો મોકલી દીધો હતો !

બહેચર નથુ તો મોં વકાસીને આ ચેક સામે જોઈ રહ્યો. પહેલાં એને વાત ઉડામણીની લાગી. પણ ના, ચેક બરાબર હતો.

તેણે તપાસ કરી તો ખબર પડી કે ચેકના પૈસા પણ મળે તેમ છે. ઠાકરશી આફ્રિકામાં કામતો થયો હતો અને

એનું ગુજરાતનું વેપારી લોહી, કાળાં ધોળાં એક હજાર કરે, પણ ઋણ વિમોચનમાં બરાબર શ્રદ્ધા ધરાવતું હોય તેમ લાગ્યું! બહેચર નથુ તો ખુશખુશાલ થઈ ગયો. પણ હવે એને નિરાંતે પેન્શન મળતું હતું. ઘરનું ઘર હતું. કાંઈ ઉપાધિ હતી નહિ. નવરા બેઠા એને પડખેની ઝમકુડીનો મોહ લાગ્યો!

ઝમકુડીને તો એટલું જ જોતું હતું. બહેચર નથુ ને ઝમકુ બેઠાં વાતો કરે. ચા પાણી પીએ. અલકમલકની માંડીને બેસે. બપોરે ત્રણથી બેસે તે સાંજના છ સુધી. દિવસ ઉપર દિવસ કપાવા માંડયા. બહેચર નથુને આ ત્રણ વાગ્યાનું વ્યસન જેવું થઈ ગયું, ત્રણ વાગે ને એ ઝમકુને ત્યાં જાય. ઝમકુને ત્યાં ચાના પ્યાલા ખખડે. વાતો કરે, બેસે, દિવસ નીકળી જાય.

પણ ધીમે ધીમે ઝમકુએ એને ગાળીને એની પાસેથી, પોતાના છોકરાની વહુના ઘરેણાં મૂકીને, એક હજાર રૂપિયા લીધા. અને ત્યાર પછી થોડા વખતે ઝમકુ પણ અદૃશ્ય થઈ ગઈ.

બહેચર નથુ એકલો પડયો. એને એક દિવસ અચાનક સાંભર્યું કે મારી બેટી આ બનાવી ગઈ હોય નહિ!

કાખમાં ધોતિયાના વીટલામાં ઘરેણાં વીંટીને પહોંચ્યો પરશોતમ સોનીને ત્યાં. પરશોતમે ઘરેણાં જોયાં. ને તરત કળી ગયો. તેણે બહેચર નથુને બેસાર્યો. 'બહેચરભાઈ! બેસો હમણાં, કસ કાઢી દઉં છું!'

પરશોતમ તો વર્તી ગયો હતો. પણ એણે ધીમે ધીમે કસોટી ઉપર કસ દેવા માંડયા. એક કસોટી લીધી.

સરખામણી કરે. નવાઈ બતાવે. ઘડીભર સામે જોઈ રહે; પછી વળી છોકરાને બતાવે, 'જો તો ગોકળ ! કેમ લાગે છે ?'

બહેચરનું મન બા ખાઈ ગયું. 'મારું બેટું ! ક્યાંક કાકરબરાસ નીકળે નહિ !' એને હવે સાંભર્યું કે ઝમકુડીએ કોઈને ઘરેણાં બતાવીને આબરૂના કાંકરા કરવાની ના પાડી હતી ! તેણે ધીમેથી કહ્યું :

'કેમ પરશોતમભાઈ ! કાંઈ દગો લાગે છે ? હોય એવું કહેજો હો !'

'દગો તો નથી કાકા ! પણ કહ્યું છે નાં ? વાટયું ઓસડ ને મુંડ્યો જોગી ! આ પારામાં એકદમ ખબર ન પડે ! અંદર રૂપાના કરડા હોય તો ? આ કંટેસેરી તો ઠીક. જોગણી વધુ ઓછાનો મેળ મેળવવો મુશ્કેલ. માલ મોળો છે. કોનાં ઝમકુડીનાં છે ?'

'હા ! પણ તમને કેમ ખબર પડી ?'

"ખબર તો પડે જ નાં ? પણ તમે એમ કરો. જરાક બીજે પણ આંટો જઈ આવો. મારી નજરમાં કાંઈ બહુ ઠીક નથી લાગતું ! બીજે જરાક કસ તો કઢાવો.' ને પછી તે તેની સામું જોઈ રહ્યો.

પણ બહેચરને તો હાણું ને હસવા જેવું થાતું હતું. એટલે એણે કહ્યું: 'હવે બીજે ને ત્રીજે—તમે જ જે હોય તે કહોને !'

'ત્યારે સાચી વાત કહું, બહેચરભાઈ !'

'હા હા, એમાં શું મારાભાઈ ! આપણે ક્યાં ચોરીનો માલ રાખ્યો છે ?'

'ત્યારે આમાં કાંઈ નથી. પાણીમાં નાખી દો !'

'હેં! તમે કહેતા હતા ને માલ મોળો છે!'

'હા, પણ એ આવા... અમારે સોની ભાઈને વળી બહુ દુખિયાને દુઃખ નહિ એવું થાશે. પણ બીજે કસ કઢાવવો હોય તો તમારો માલ છે. લ્યો બહેચરભાઈ!'

'પણ તમે ક્યાં ખોટું કહ્યું છે? મારે હવે બીજે ધક્કો નથી ખાવો. પણ કાંઈ કિમ્મત ખરી કે કાંઈ નહિ?'

'એમ તો કેમ કહેવાય? પણ રૂપિયે બે આનાની વાત! લ્યો.' પરશોતમે ઘરેણાં પાછાં આપવા માંડયાં. 'એથી વધુ કોઈ આપે તો, આપો! તમારો માલ છે. પણ જુઓ...' પરશોતમ બહુ જ ધીમે બોલી રહ્યો હતો. એનો છોકરો ગોકળ એ ધ્યાનથી સાંભળી રહ્યો. 'વાત એવી છે કાકા! આવાં ખોટા માલમાં કોક દી ફોજદારી લફરું ચોટે! એમાં લેનાર દેનાર બેયની ફજેતી!'

બહેચરનાં તો બરણ જ મરી ગયાં. એણે બિચારે જીવનભર ચાલ ચાલ કર્યા કર્યું હતું. કેવળ મહેનતનો રોટલો ખાધો હતો. તેણે છેવટની આશા પણ છોડી દીધી: 'તો તો કાંઈ નહિ પરશોતમભાઈ! એનાં કરમ એ જાણે. ઉપરવાળો કાંઈ મૂકશે એને? બે આના સારુ શું મન બગાડવું?'

અને બહેચર નથુ ઘરેણાં પાછા ધોતિયામાં વીંટવા લાગ્યો.

પરશોતમ એની સામે જોઈ રહ્યો હતો. એણે એને જરાક વધુ ચેતાવ્યોઃ 'આ તો તમને કહ્યું એટલા માટે, તમે સીધી લાઈનના સરકારી માણસ, બે આનાના પૈસા તો આવે ત્યારે, પણ મૂળ પેન્શન લેતા જાય!'

'હા હા, . . . બહેચર નથુ ધોતિયામાં પાછાં ઘરેણાં લઈને નીકળ્યો, ત્યારે એના પગમાં જાણે જોર જ રહ્યું ન હતું. ! આ ઘાએ એને મોં ભેગો કરી દીધો. અને પરશોતમનાં વેણે તો એવી બીક લગાડી કે એણે ઘરેણાં મોં ભેગાં જ કરી દીધાં ! ત્યાર પછી એ ૭ સાત વરસ જીવ્યો. પણ જાણે સત્ત્વહીન મુડદું હોય તેમ!

ઝમકુડી તો પછી દેખાણી જ નહિ !

એ વિલેજપોસ્ટમેન બહેચર નથુ મરી ગયો, ત્યારે એ ગામની પોસ્ટઑફિસને માત્ર એનું નામ રદ બાતલ કરવા જેટલી ખબર પડી !

બાકી એ કોણ હતો, ઠાકરશી કોણ હતો, આખા ગામમાં બીજા કોણ હતા, એ કોઈ વાતની કોઈને કાંઈ જ ખબર ન પડી !

દસેક વર્ષ પછી—એક દિવસ પરશોતમ સોનીનો છોકરો ગોકળ, પોતાનાં જૂનાં નામાં જોઈ રહ્યો હતો, ત્યારે એને એક નવાઈ ભરેલું આશ્ચર્ય મળી આવ્યું. તે દિવસે એણે બહેચર નથુના પગ ભાંગી જતા જોયા હતા ! આજ એને ખબર પડી કે એ ઘરેણાં ઝમકુનાં સાચાં—પણ ઘડેલાં તો બાપા પરશોતમનાં પોતાનાં !

અને તેને તે દિવસની અનેક વાત સ્પષ્ટ સમજાવા માંડી.

સામેના પીપળા ઉપરથી ખરી રહેલાં પાન જોતા જોતા એ બોલી ઊઠ્યોઃ 'ત્યારે ? તે દિવસે બહેચર ઉઠીને બીજે ગયો છે કે નહિ—એ જોવાની તાલાવેલી અમારા મનમાં થતી હતી. એનું આ કારણ !'

અને એ ખરતાં પાન જોઈ જ રહ્યા !!

# વિદ્યાપ્રીતિ

મારો 'સેકન્ડહેન્ડ બુક્સ' વેચવાનો ધંધો, મેં વર્ષો થયાં, આવડા મોટા શહેરના એક નાનકડા ખાંચામાં એવી તો અટપટી જગ્યાએ રાખ્યો હતો, કે ખરેખરી વિદ્યાપ્રીતિના રસિયા જીવડા વિના, બીજો કોઈ કોઈ દિવસ ત્યાં ફરકતો જ નહિ ને! એવા કુથઈના ધંધામાં રસ પણ બીજા કોને હોય? પણ એક વિદ્યાર્થી ત્યાં આવતો. એ પુસ્તકઘેલો આવે ત્યારે ચારપાંચ કલાક ખાંખાં ખોળા કર્યા જ કરે! અને જ્યારે એ બહાર નીકળે ત્યારે કોઈ ચીજ એ લઈ ગયો હોય! એક વૃદ્ધ પેન્શનર આવતો. એ પણ જૂના જમાનાની જૂની કિતાબોનો શોખીન જીવડો હતો. એ વળી પોતાના ખિસ્સામાં ટીકડીઓ લઈને આવતો. ટીકડીઓ ખૂટી જાય ત્યાં સુધી એ પોતાનાં ચશ્માં હાથમાં રાખીને, આ કબાટમાંથી પેલા કબાટમાં દોડ્યા કરતો! એણે મારી પાસેથી કેટલીક ખરેખર સુંદર કિતાબો મેળવી હતી!

એક ત્રીજો આવતો. એ કોઈ પુસ્તક કે લેખકને શોધતો નહિ. કોઈક વાક્ય લખીને આવતો—ને એ વાક્ય

જે પુસ્તકમાંથી મળે એ પુસ્તક એ ગોત્યા કરતો ! એને પુસ્તક ભાગ્યે જ મળતું ! પરંતુ જ્યારે પણ મળતું, ત્યારે એ આનંદથી નાચી ઊઠતો !

આટલી થોડીક માનવસમૃદ્ધિ આ ધંધા પરત્વે મને મળી ન હોત તો એમાંથી ક્યારનો હું નિવૃત્ત થઈ ગયો હોત !

આ બધાનાં સંસ્મરણો મેં લખ્યાં હોત તો એક નાની સરખી કિતાબ બની જાત. અને બીજું કાંઈ નહિ કોઈક દિવસ મારો પુત્ર, પોતાનો પિતા પણ કાંઈક હતો, એવું અભિમાન લઈ શકત ! એક બે પ્રસંગો મેં સાચવ્યા છે, તે વ્યક્તિ જીવન કરતાં પ્રજાજીવનની જાણે નાડી માપી આપતા હોય તેવા હોવાથી, આંહીં નોંધી લીધા છે.

એક વખત હું મારી નાનકડી દુકાનમાં સાફસૂફી કરતો બેઠો હતો. ગઈ કાલે જ એક એવી Rare—વિરલ પુસ્તિકા મને પ્રાપ્ત થઈ ગઈ હતી કે હું એના આનંદમાં જ હજી મસ્ત હતો ! આ ધંધામાં કોઈ સુંદર પુસ્તકને સુંદર રૂપરંગમાં જોવું એ એક જ આશ્વાસની વિરલ વસ્તુ રહી છે ! બાકી તો ઊધઈના ખોરાક સિવાય બીજું શું અમારી પાસે હોય છે ! વ્યાપારની દૃષ્ટિએ.

આ પુસ્તિકા અદ્દભુત હતી. એની માત્ર બે કે ચાર કોપી જ આખા હિંદભરમાં હતી એમ કહેવાતું હતું. હું એ પુસ્તિકા ફેરવતો હતો એટલામાં એક વિદ્વાન પુરુષ, મારી નાનકડી હાટડી શોધતો ત્યાં આવી ચડયા ! એની નજરે આ પુસ્તક ચડ્યું. એણે કિમ્મત પૂછી: મેં કહ્યું: 'એક હજાર રૂપિયા !'

તે હસી પડયા. 'પુસ્તકની કિમ્મત હજાર રૂપિયા

હોય છે તે આજે જાણ્યું !'

મેં કહ્યું: 'સાહેબ! હું તો આ કુથામાં પડેલો નાચીજ માણસ છું. પણ મારી પાસે તમામ મિલ્કતમાં જો એક જ હજાર રૂપિયા રહે તેવું હોય, તો હું આ પુસ્તિકા સાચવી રાખું ! ને બીજું બધું જવા દઉં !'

'સાચવી રાખીને શું કરો ?'

'વિદ્યાની સાચવણીનો આનંદ—એ જો માણસને મળ્યો હોય તો બીજા બધા આનંદ એની નીચે છે! મેં સાંભળ્યું હતું કે એક વિદ્વાને મૃત્યુ પામતા પહેલાં પોતાનાં પ્રિય પુસ્તકો પ્રત્યે એક છેલ્લી દૃષ્ટિ કરી લેવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. પુસ્તકો આપણને સ્વજન જેવાં લાગશે, ત્યારે દુનિયા સ્વર્ગ જેવી હશે! મારો આમાં બોલવાનો અધિકાર ન હોય, પણ આવા વિરલ પુસ્તકને સાચવવામાં જ એક પ્રકારનો આનંદ રહ્યો છે. એનો જાણકાર જ્યારે એને મળશે, ત્યારે ત્યાં જે પ્રેમસૃષ્ટિ પ્રગટશે, એ પણ એક વિરલ દૃશ્ય હશે. પુસ્તિકા જેને ખરેખરી પ્રિય છે, એને તો એ પ્રિયતમા જેટલી જ પ્રિય છે ! એ પુસ્તિકાને પોતાની એક અનોખી સૃષ્ટિ છે.'

'ઠીક, હવે, રાખો રાખો.' એણે કહ્યું: અને પછી ઉમેર્યું: 'તો પણ લેવાનું શું ?'

'તમે લેતા હો તો સો ઓછા !'

'પછી ?'

'પછી બસો ઓછા !'

'હવે કાંઈ ?'

હું બોલતો જ ગયો : 'જુઓ સાહેબ ! તમે લેતા હો

ને આ દેશની ચીજ આ દેશમાં રહેતી હોય તો પચાસ વધુ ઓછા. પણ હું જાણું છું હું કાંઈક અકલ્પ્ય કલ્પી રહ્યો છું. આ દેશનો માણસ આ દેશની ચીજની ભવ્યતા સમજે —ન ભૂતો ન ભવિષ્યતિ. આપણા દેશની અસંખ્ય વસ્તુઓ એમ જ ગઈ નહિ હોય ? પણ હવે સાડા સાતસોમાં એક પાઈ ઓછી નહિ ! બસ.' મેં એને બે હાથ જોડી લીધા.

'સારું, આ ચીજનો લેનારો તમને બાર વર્ષે પણ કોઈક મળે તો તમે નશીબદાર.'

પછી લઈ જઈશું એમ કરીને એ વિદ્વાન પુરુષ ત્યાર પછી ગયા.

એ ગયા ને થોડી વાર થઈ હશે, ત્યાં એક જર્મન સ્કોલર ત્યાં આવી ચડ્યો. એણે આ પુસ્તિકા જોઈ ને એ ડોલી ગયો. આ દેશમાં જાણકાર ઓછા છે, ને છે તે ગરીબ છે, એ એને ખબર નહિ ! વિદ્યા અને લક્ષ્મી—બંને જ્યાં બરાબર મેળમાં હોતાં નથી, ત્યાં વૈભવ—ખરો વૈભવ—ભાગ્યે જ દેખા દે છે ! તેણે ઉતાવળે જ મને કહ્યું : 'આનું શું છે ?'

'એક હજાર રૂપિયા !' મેં જવાબ વાળ્યો.

કાંઈ પણ બોલ્યા વિના તેણે મારા હાથમાં હજાર રૂપિયાની નોટ જ ધરી દીધી. ને પુસ્તક લઈને ચાલતો જ થઈ ગયો. એને એવો ડર હતો કે આ દેશની આવી અમૂલ્ય ચીજની વાત કોઈ ને કોઈ જાણકાર જાણી જશે તો આ વસ્તુ એના હાથમાંથી જતી રહેશે !

સાંજ પડી ત્યાં સુધી હું એ પુસ્તિકાની આજની વાતમાંથી નવરો થઈ શક્યો ન હતો. સાંજે પેલા વિદ્વાન

પાછા ફરતા ફરતા આવ્યા. 'લ્યો ત્યારે . . આ નોટ . . .' તેણે સો સોની પાંચ નોટ મારી સામે ધરી.

'સાહેબ ! શેની વાત છે ?'

'પેલી પુસ્તિકાની . . . !'

'એ તો ગઈ સાહેબ !'

'હે !' તે સડક થઈ ગયા. 'ગઈ ? એને કોણ લઈ ગયું ?'

'એને એનો પ્રિયતમ મળી ગયો . .' હું હસી પડ્યો.

'ના ના, તો પણ ?'

'કોઈ મળી ગયો હરિનો લાલ ! મેં તમને નહોતું કહ્યું કે વિરલ ચીજ છે ?'

'વિરલ હતી, એટલે તો હું આવ્યો . . .' તે ઘડીભર ઊભા રહી ગયા. પછી ધીમેથી ચાલતા થઈ ગયા.

હું તાળું દેતો હતો ત્યાં, તેમની લાકડી મારા વાંસાને અડી : 'એક વાત મને કહેશો ? લેનારો આપણો કોઈ દેશી હતો ?'

મેં હસીને કહ્યું: 'સાહેબ ! એવી ચીજ કોઈ દેશી સંઘરતો હશે ખરો ? એ તો એક પરદેશી—જર્મન સ્કોલરને હાથ જઈ ચડી !'

'બસ. મારે એટલું જ જાણવું હતું . . .' — અને તે ધીમે પગલે અંધારામાં અદશ્ય થઈ ગયા.

# પ્રભાત અને સંધ્યા

ઉગતી આશાઓનાં કેવાં કેવાં ઈન્દ્રધનુરંગી જલમોજાં-ઉપર મારી નૌકા મેં ઉપાડી હતી! એ સમય મને બરાબર સાંભરે છે. ક્લોઝબંધ કોટ મેં પહેર્યો હતો. માથે નવી ટોપી હતી. બગલાની પાંખ જેવું પાટલુન હતું. હાથમાં સોટી હતી. નવી જુવાની હતી. મને વિદાય દેવા ચૂંદડી રંગમાં ઢંકાયેલ મોં નિહાળતા જીવનની ઉષ્મા પ્રગટતી હતી. અરે! મારા બુટની નવીનકોર દોરીમાં પણ મને જીવન જીવન જણાતું હતું! હાઈસ્કૂલના હેડમાસ્તરનું પદ તાજા ગ્રેજ્યુએટને મળે એ કોઈ જેવી તેવી સિદ્ધિ હતી! મારી પસંદગીનાં અનેક કારણો પ્રગટ થયાં હતાં. એ તો સરકારી રાહેના ગુમારમાં. બાકી જે એક કારણ સાચું હોય કે ન કારણ સાચું હતું. મારી નાતવાળા કોઈના લાગવગ. પણ ગમે તેમ, સ્કૂલના મેદાનમાં પહેલે દિવસે, પહેલી પ્રભાતે, સાડાચારસો છોકરાની સલામ ઝીલતાં મારી છાતી ઉલ્લાસમાં એક વેંત ઊંચી આવી ગઈ હતી.

'ઓફિસ'માં આવ્યો તો ત્યાં પટાવાળો સલામ કરતો ઊભો હતો. વાલીઓની એક આખી કતાર ત્યાં મારી રાહ

જોતી હતી. મારી સહી ઉપર હું મોહી પડ્યો હતો. એ પણ સમય હતો !

અને આજ ? આ પણ સમય છે. જ્યારે એ જીવન-નૌકાના ભંડારમાંથી હું કાંઈક શોધવા મથી રહ્યો છું. સિદ્ધિનો આંક કોણ કોનાથી માંડે છે એ એક વૈયક્તિક પ્રશ્ન છે, છતાં જે આશા, જે અભિલાષા, જે ઉલ્લાસ, જે રસ જે જીવન હું લઈને નીકળ્યો હતો, તે જાણે ભંડાર હોય ને તેમાંથી વાપરતાં વાપરતાં હવે શેષાવશેષ શૂન્ય થઈ ગયો હોય, એમ લાગે છે. જીવન, અમરસ્રોતની જેમ વહે છે એમ કવિઓ કહે છે, પણ મેં તો એને ક્યારેય અમર રીતે વહી જતું જોયું નથી. વહી જતું જોયું છે ! એ તો જાણે વપરાતું હોય તેવું જ લાગે છે ! એનો ભંડાર ખૂટી જવાની બીકમાં ને બીકમાં હું સેંકડો વખત તો મરી પણ ગયો હઈશ !

પણ જીવનમાં એક સમય એવો આવ્યો, જ્યારે આ હાઈસ્કૂલની હેડમાસ્તરી અળખામણી લાગવા માંડી. રાજસંચાલનના કેવા મોટા અમલદારો, બધા જ મારા જેવા ધોતિયા-પોતિયા પ્રસાદો, ભેગા થતા, બગીચાની પાટલીઓ ઉપર કે સીધા રસ્તાની સફર સહેલગાહે, ત્યારે કેવાં કેવાં 'બીલ' કેવી રીતે કરી નાખ્યાની હોંશિયારીકથા હસી હસીને, લાકડી ઉલાળતા ઉલાળતા કરતા ! એમાં 'મહેસુલ' ને 'બાંધકામ' અને સેંકડોના હિસાબે હમેશાં કામતા ને હજારોના હિસાબે ઉડામણી કરતા ! પંતુજી ખાતું એ તે કોઈ ખાતું હતું ? સાળા તમામ સલામ કરે તે પણ ખોટી ! એમાંથી મને પણ કાંઈક કરી નાખવાની અભિલાષા

થઈ આવી. છેવટે તો માણસ સમાજમાં ને સમાજના અભિપ્રાય ઉપર જ જીવનારું પ્રાણી છે! એમ ન હોત તો એ કેટલો સુખી હોત! અથવા દુઃખી હોત! પરંતુ દુઃખી હોત તો પણ એ પોતે એકલો જ એને માટે જવાબદાર ગણાત! પણ દુનિયામાં એવું ક્યાંય બન્યું છે? માણસ, સમાજને આટલો બધો અધીન ન હોય—ને વ્યક્તિ તરીકે હોય—એવો કોઈ સમાજ હશે ખરો?

એ વખતે મને લાગ્યું કે આ કેડી જ ખોટી છે. એ મને ક્યાંય નહિ દોરે. હું ઊંધું ઘાલીને એલ. એલ. બી.નું મંડયો ત્રીજી વખત નીકળી ગયો. પછી મેં વકીલાત શરૂ કરી. ઓહોહો! ત્યારે જ મને જીવનનું ઊંડાણુ સમજાયું. રસ્તે ચાલતો એક પણ માણસ, ખોટો મળે તો ખોટો, પણ લાભ જતો કરવા તૈયાર ન હતો. કેવળ મરીઓનો જેમાં મરો હતો, એવા ન્યાયાધીશી કોર્ટોને, પોતે કોઈ મોટા તપસ્વી હોય તેવા ડોળથી, ન્યાયાધીશો ચલાવી રહ્યા હતા! અને સુતંત્ર જાણે એમને લીધે હોય તેમ સૌ અભિમાનથી ન્યાય વિષે બોલી રહ્યા હતા! પરંતુ એ પણ બધા માણસો જ હતા! એમાં દેવનો દીકરો ભાગ્યે જ દેખાતો! પણ એલ. એલ. બી. થઈને મેં વકીલાત આદરી એટલે એક પ્રકારની પ્રતિષ્ઠા મળી. પછી તો જેટલી હોશિયારીથી હું વસ્તુ રજૂ કરવા માંડયો, એ પ્રમાણે આબરૂનો આંક પણ વધવા માંડયો. એ સૃષ્ટિમાં હાજરજવાબી, ઇંદ્રાસન જેવો વૈભવ અપાવે ને એક જરાક જેટલા નજીવા શબ્દોને આમ તેમ ફંગોળતાં વાહ વાહનો ધ્વનિ ઊઠે! એમાં વિજય પરદેશી શાસકોની કરામતનો હતો. પણ એમાં

મેળવેલી સામાજિક આબરૂએ મને કેવી પ્રતિષ્ઠા ભરી નોકરી અપાવા દીધી ! કૈંક હેડમાસ્તરોના મોંમાં પાણી આવે તેવી. હું એક દેશીરાજનો દીવાન બન્યો. ત્યાં મારે બે જ કામ ખરી રીતે કરવાનાં હતાં. કરજે નાણાં કઢાવવાનું ને કરજ છતાં એ કરજ નથી એટલું સૌને ગળે ઉતારવાનું. આ જ બન્ને કામ હરકોઈ લોકશાસિત સુધરેલી સરકાર અને સંસ્થા કરે છે. એટલે એમાં મને સુતંત્ર ચલાવ્યાનો આનંદ મળતો ગયો. મારો કારભાર વખણાયો. સિતારો ચડતો ગયો. એ સઘળો સમય કોણ જાણે કેટલી ઝડપથી વહી ગયો ! મને તો એનું ભાન પણ ન રહ્યું !

સમયના એક ચક્રે ત્યાર પછી મને પાછો વકીલાતમાં ધકેલ્યો. કોઈ અટપટા કેસમાં જીત મેળવી. આબરૂ વધી ! સેંકડોને હિસાબે મારે ત્યાં પૈસાનો વરસાદ થવા માંડ્યો ! પણ મોટી રેખાઓ બતાવતા આ જીવનસમીક્ષાનો મારે થોડોક નકશો આપવો રહ્યો.

[ ૨ ]

બીજા વધારે હોંશિયાર આગળ વધેલા માણસોને લીધે જ્યારે એ વરસાદ બંધ થયો, ત્યારે મારા ઉપર અનેક જવાબદારીઓ આવી પડી હતી. એ જવાબદારીઓમાંથી છૂટવા મારે પણ અનેક મથામણ કરવી પડી. ! પણ એમાં એક થપાટ પડે ને જેમ બધું ઊડી જાય તેમ પાનાનો આખો મહેલ જ ઉપડી ગયો.

એ વખતે મને જરાક નજર ફેરવી જવાનો વખત મળ્યો. એટલે કે નજર ફેરવવી પડી. તો સમયને મેં પાણીના

રેલાની માફક વહી ગયેલો દીઠો ! જીવનની મહત્તાનું ભાન તે વખતે થવા માંડ્યું—અનેક આનુષંગી અંગોને લીધે જીવન નથી. પણ જીવનને લીધે એ બધાં છે એવી સમજણ જાણે કે જાગી. ઘણું બધું અનાવશ્યક, માણસનું ખરું મન રોકી લે છે, એ ત્યારે સમજાયું. પણ નવેસરથી જીવન ઘડવાનો હવે સમય ક્યાં હતો ? ને જોમ પણ ક્યાં હતું ? અને મારી પડખે પણ કોણ હતું ! મારાં બે સંતાન હતા—એ બન્નેને વરાગાળાના સમયમાં ઘણું ખોટું મળ્યું હતું. એટલે મારે ભાગે હવે જે જીવન આવ્યું, એ ખરા અર્થમાં રોટી જીવન આવ્યું. રોટી રળવા માટે મેં ફરીથી, ગમે તેવા ભંગારને સંઘરવામાં પોતાની સલામતી શોધી રહેલા, કારકુની ક્લાસમાં ઉમેદવારી નોંધાવી !

આજ હું જીવન ખેંચી રહ્યો છું. પણ મને એક પ્રશ્ન સતત થયા કરે છે. આ જીવન ? કેવળ રોટલા, ઘરેણાં, લુગડાં, મકાન, આ તમામનો સરવાળો એ જ જીવન ? એ જીવન હોઈ શકે ?

જીવનના મોટા મોટા બનાવોના રંગને હું આજ નીરખું છું. મને એમાંથી બે વસ્તુ દીવા જેવી દેખાય છે. વ્યક્તિએ વ્યક્તિ જીવનની સમજણ મેળવે જ તો જ જીવન આવે. બીજું વ્યક્તિ, સમાજ, ને શાસન એ ત્રણેના મેળ વિના આવી કરુણ કથનીઓનો કોઈ જ ઉકેલ નથી.

આજ હું મારા એ વહી ગયેલા જીવનસ્વપ્નના ભંગાર સાંધવા પ્રયત્ન કરું છું :અને મને જણાય છે કે કેવળ કોલેરા કે પ્લેગ જ ભયંકર નથી. અને એ જ માણસને

મારી નાખે છે, તેમ નથી. આપણો સામાજિક પ્રતિષ્ઠાઓનો ખ્યાલ ખરી રીતે અત્યંત ભયંકર હોય છે. પ્લેગ ને કોલેરા કરતાં પણ વધુ ભયંકર ! એ પ્રતિષ્ઠાને કાં તદ્દન વેરણ છેરણ કરીને ફેંકી દેવામાં ન આવે. અથવા એ પ્રતિષ્ઠાને ફરીને બીજી કોઈ વધુ સારી રીતે સ્થાપતિ કરવામાં નહિ આવે, કે પૈસાવિહીન એવી એક આખી વર્ગવિહીનતા સમજવામાં નહિ આવે, તો જીવનની નૌકાઓએ પરિસ્થિતિ પ્રમાણે કરુણ કે ક્રૂર હાસ્યના ભોગ થવું રહ્યું.

મારી આ જીવનસમીક્ષા જેવી જ જીવનસમીક્ષા કેટલા બધાની હશે ? સેંકડોની ! આમ શા માટે બને છે ? એ ન બનાવવું હોય તો શું કરવું ઘટે ? મારી સંધ્યારંગો જોતી આંખો, માણસનું માણસ તરીકેનું ઘટતું મહત્ત્વ—જોઈ ને એક ભયંકર વિચારથી ધ્રૂજી ઊઠે છે. છેવટે ક્યાંક માણસ, આમાંથી જાનવરી સુશાસનનો જાનવરી વારસો ઘડાવનારો તો નહિ બને ?

## એક દૃશ્ય*

**પછી** શેખ ત્યાં ન્યાયના આસન ઉપર બેઠો. એની પાસે ફાધર એલીઆસ ચુપચુપ બેઠો હતો. લોકટોળું કેદીની મુખમુદ્રા તરફ જોઈ રહ્યું હતું. રાચેલ અને મરિયમ, બન્ને ખલીલની પાછળ ઊભાં હતાં. પણ જેણે સત્યનું જ આચરણ કર્યું છે એને ભય કેવો? બધાં નિર્ભય હતાં.

શેખ અભ્યાસ જુવાન કેદી તરફ જોઈ રહ્યો. પછી તેણે મોટા ઘોઘરા અવાજે પૂછ્યું: 'તારું નામ શું?'

'ખલીલ' જુવાને જવાબ આપ્યો.

શેખે કહ્યું: 'તારાં માબાપ કોણ છે? ક્યાં છે? તારે સગાંવહાલાંમાં કોઈ છે કે નહિ? તું ક્યાં જન્મ્યો છે? શું કામ કરે છે?'

પોતાની ચારે તરફ ઊભેલા ખેડૂતો ને ગુલામો તરફ ખલીલે દૃષ્ટિ કરી: જો કે એમની આંખોમાંથી એના ઉપર નાખુશીની આગ આવી રહી હતી. પોતાની મુક્તિ હોઈ શકે એવું જ્ઞાન પણ જેમણે ગુમાવી દીધું હોય, એ પોતાના મુક્તિદાતાને આ સિવાય બીજું શું આપી શકે? એમને તો એમ હતું કે જો એમની પરાધીનતા જશે, તો થઈ રહ્યું,

* અંગ્રેજી ઉપરથી

એ બધા ભૂખે મરી જાશે. એમને એમના કોઈ હકનું ભાન કરાવવું એ પણ ભગીરથ પ્રયત્ન વિના શક્ય ન હતું. ખલીલ એમની સામે જોઈ રહ્યો. પછી એણે શાંતિ ભરેલી વાણીમાં કહ્યું; 'દબાયલાં, કચરાયેલાં, ભૂખ્યાં અને તરસ્યાં, વિવેક વિનાનાં, જ્ઞાન વિનાનાં, ભાન વિનાનાં આ સઘળાં જ મારાં સગાંવહાલાં અને સંબંધી છે. અને આ આખો વિશાળ દેશ એ મારી જન્મ જગ્યા છે!'

શેખ અબ્બાસે ઠંડી મશ્કરીભરેલા અવાજે જવાબ વાળ્યો: 'આ લોકને તું તારા જાતભાઈ કહે છે, પણ એ એમ નથી માનતા તેનું શું? એ જ કહી રહ્યા છે કે તને શિક્ષા થવી જોઈએ. જે દેશને તું તારી જન્મભૂમિ તરીકે ગણવાનું કહે છે એ દેશ પણ, તને કાઢી મૂકવાની માગણી કરે છે. આનું શું?'

ખલીલે જવાબ વાળ્યો: 'અજ્ઞાનમાં સબડતી પ્રજા, પોતાના સારા માણસોને પણ કેદમાં નાખે; અથવા તો એમને, એકહથ્થુ સત્તા ચલાવનારાઓ જુલ્મગારોમાં ફેરવી નાખે, એમ પણ બને. એવી જ રીતે દેશ પણ જ્યારે એના ઉપર એકહથ્થુ જુલ્મી રાજકર્તા હોય છે ત્યારે, દેશજનોને મુક્તિ અપાવનાર ઉપર જ, દંડાબાજી ચલાવે છે, પરંતુ એથી શું? મા માંદી હોય કે અજ્ઞાન હોય એટલે શું પુત્ર એની પાસેથી બીજે ભાગી જશે? દયાવાન મનુષ્ય પોતાના દુઃખી બાંધવને, એના અજ્ઞાનને કારણે પણ, સહાય કરવાની ના પાડી શકે ખરો!

'જેમણે મને તમારી પાસે રજૂ કર્યો છે એ, અને આ ગરીબ કંગાલ માણસો, બધા જ સરખા અજ્ઞાન છે.

પોતાના ઉપરનો જુલમ ચાલુ રાખવા, એમણે તમારે આંગણે જીવન જેવું જીવન વેડફી નાખ્યું છે. અને આ દેશ પણ, એ જ રીતિનીતિનો વારસો ધરાવે છે. લોભી જુલમીઓને પણ એણે પોતાના ઉપર બેસવા દીધા છે!'

મશ્કરી ભરેલું મોટું હાસ્ય શેખ હસી રહ્યો. તે ખલીલ તરફ ફર્યો: 'ઢોરોને સાચવનાર છોકરા! તને શું એમ લાગે છે કે તું આમ બોલશે એટલે અમે તારા તરફ દયા રાખીશું? જે માણસ ભયંકર છે એના ઉપર દયા રાખવાનું અમારે માટે શક્ય જ નથી.'

ખલીલે જવાબ વાળ્યો: 'એ સાચું છે કે, હું ઢોરોનો રખેવાળ હતો. પણ મને ખુશાલી તો એ વાતની છે કે, હું જે ઢોરોનો રખેવાળ હતો, એ ઢોરોને એટલો વિશ્વાસ આવી ગયો હતો કે, હવે એમને કાપનાર કોઈ કસાઈ નહિ હોય! ઢોરોની આવી રખેવાળી તો મને હમેશાં પ્રભુ આપે! મેં મારાં ઢોરને હરિયાળી લીલી ભોંના ઘાસચારા તરફ હમેશાં દોર્યાં હતાં. એમને ચોખ્ખાં ઝરણાંનાં પાણી પાયાં હતાં. એમને સહીસલામત પાછાં ખીલે આણ્યાં હતાં. એમાંના એકને જંગલમાં વરુનો ભોગ બનવા મેં કદાપિ રઝળતું મૂક્યું ન હતું. એમાંનું એકે કસાઈખાને ગયું ન હતું. એકે ભૂખે મર્યું ન હતું. એકે દરકાર વિના કમોતે હણાયું ન હતું.

'હું ઢોરોનો આવો રખેવાળ હતો. આ જ પ્રમાણે જો તમે માણસો પ્રત્યે વર્તન રાખ્યું હોત, માણસોને જો તમે માત્ર પ્રાણી ગણ્યાં હોત, તો પણ આ કંગાળ માણસો ગરીબીનું અસહ્ય દુઃખ સહી શક્યાં હોત! પણ

ના, તમે તો તમારા મહેલ માટે એમનાં ઝૂંપડે ઝૂંપડાં ખેદાન મેદાન કરી દીધાં! એમને ઝૂંપડામાં પણ નિરાંત નહિ ને તમે મહેલોમાં મજા માણો! રોમના બાદશાહ નીરોનો આ ભયંકર ગીતવારસો હતો!'

શેખના કપાળ ઉપર પરસેવાના બિંદુ છૂટ્યાં. એનો ગુસ્સો, એણે શાંત દેખાવાના પ્રયત્નમાં પલટી નાખ્યો. જાણે કે ખલીલની વાતને પોતે કાંઈ મહત્ત્વ જ આપતો ન હોય!

એણે ખલીલ તરફ આંગળી લાંબી કરીને કહ્યું: 'તું અધાર્મિક ને નાસ્તિક છો. તારી વાહિયાત વાતને અમારે સાંભળવી નથી. અમે તને ગામના મુખીને સોંપી દઈએ છીએ. એ તારો ન્યાય કરશે. હવે તું કાં, તારું જનતરક્ષણ શોધી લે, અથવા આ લોકોને કુમાર્ગે દોરવા માટે એમની જ માફી માગી લે. તો હજી તને ક્ષમા મળી શકે. તું ઢોરોનો ચારનારો, પાછો તારો એ ધંધો કરે તો, એમાં અમને વાંધો નથી.'

ખલીલ અત્યંત શાંતિથી જવાબ વાળ્યો: 'એક ગુનેગારને સજા આપવાનું કામ બીજો ગુનેગાર કરી શકે નહિ. અને એક નાસ્તિક, પોતાની જાતને પાપીઓની સામે રક્ષવામાં કાંઈ અર્થ જોતો નથી!' અને ખલીલે લોકટોળા તરફ દષ્ટિ કરી: 'મારા ભાઈઓ! તમે જેને તમારા ખેતરોનો સ્વામી માનો છો અને જેને માટે તમે જીવન નીચોવ્યા કરો છો, એ માણસ મને આંહીં તમારી પાસે ન્યાય અપાવવા આવ્યો છે. તમે ચારે તરફથી મને જોવા માટે ભેગા થયા છો. હું દયા માટે યાચું એવું દશ્ય

જોવા તમે આવ્યા છો. તમે દેશવાસીઓએ, તમારા ભાઈને, અને દેશ તમામે તેના પુત્રને, જોવા માટે, ઝૂંપડાં છોડયાં છે. તમે શિકારીઓના પંજામાં મૂંઝતા પ્રાણીને જોવાની આશા રાખી હશે. ન્યાયાધીશો સમક્ષ એક નાસ્તિકને જોવાનો લ્હાવો લેવા તમે આવ્યા છો. હવે મારી વાત જરા સાંભળો. મારા ઉપર દયા ન કરતા. ન્યાય કરજો. અને એ ન કરો તો પણ કાંઈ નહિ, વાતને બરાબર સમજજો.

'તમને જ બધાને હું મારા ન્યાયાધીશો ગણું છું. લોકમત એ ઇશ્વરીમત છે. પંચ ત્યાં પરમેશ્વર. તમારાં હૃદયને જાગ્રત કરો. ધ્યાનથી મારું કહેવું સાંભળો. અને પછી તમારું અંતર જેમ કહે તેમ કહો. તમને કહેવામાં આવ્યું છે કે, હું અધાર્મિક છું. પણ મેં શું પાપ કર્યું છે એ કોઈએ કહ્યું નથી. મને ચોરડાકુની માફક બાંધ્યો છે, પણ મેં શેની ચોરી કરી છે એ કોઈએ કહ્યું નથી. માત્ર હું સજા માટે લાયક છું એ તમને જણાવ્યું છે. પણ શું ગુનો છે એ તમને કોઈએ જણાવ્યું નથી.

'એટલે મારો ગુનો શું છે એ હું જ તમને કહું. તમારી આ દીન હીન અને કંગાલ અવસ્થાને હું સમજ્યો એ જ મારો ગુનો છે. માણસ માણસની વચ્ચે આટલી બધી અસમાનતા હોઈ ન શકે, એવું મને લાગ્યું, એ મારો ગુનો છે. તમારી ડોક ઉપર જે ધોંસરું પડયું છે એ ધોંસરાનો ભયંકર ભાર હું કળી ગયો, એ જ મારો ગુનો છે. તમારી કંગાળ નારીઓને માટે મને દિલગીરી થઈ આવી, એ મારો ગુનો છે. તમારાં બાલબચ્ચાંને માટે આંખમાં આંસુ આવ્યાં, એ મારો ગુનો છે. હું તમારામાંનો એક, કંગાલનો

પણ કંગાલ છું. એ મારો ગુનો છે. આંહીં ગુંડા હોવું એ ગુનો ગણાતો નથી. સીફતભરેલી ગુંડાગીરીની પ્રશંસા કરતાં તો આંહીં લોકો થાકતા પણ નથી. પણ મારો ગુનો આ છે કે હું ધરતીની જ પેદાશ છું. મારાં માબાપ આ જમીનમાં રહ્યાં છે ને આજ જમીનમાં મર્યાં છે. એમણે વાવેલાં વૃક્ષોની છાયા તળે હું ઘણી વખત બેઠો છું. હું એવા ઈશ્વરમાં માનું છું, જે ઈશ્વર તમારા દુઃખનો સાદ સાંભળ્યા વિના રહી શકતો ન હોય. અને જે પુસ્તકજ્ઞાન વડે, આપણે સબળા ભાઈઓ બનીને જીવી શકીએ, એ પુસ્તકજ્ઞાન મને ખપે છે.

'જે જ્ઞાન વડે, આપણે સૌ સરખાં છીએ એવો પ્રકાશ પથરાય, એ જ્ઞાનનો હું પૂજારી છું.

'હું જ્યારે મારાં ઢોરને લઈને વગડામાં ફરતો હતો, ત્યારે મને તમારાં કંગાલ, ચીંથરેહાલ, પાંદડાંછાયાં ઝૂંપડાંમાંથી દુઃખી આત્માઓના જાણે રુદનઅવાજ કાને પડતા હતા! ભગ્નહૃદયોની એવી તો આર્તવાણી પવનની પાંખે ચડીને મારા કાનમાં પડઘા પાડતી હતી, કે હું એ સાંભળતો ને ઊભો થઈ જતો! ઓ હો હો! માનવજાતમાં આટલું બધું દુઃખ રેલાઈ રહ્યું છે? મેં તમને વરૂઓથી ત્રાસેલા ઘેટાં રૂપે દીઠાં. મેં મારો ભરવાડીધંધો, ઘેટાંને મદદ આપવાનો સ્વીકાર્યો, અને તેથી આજ સૌ વરૂઓ, મારા એ ગુનાને સજા આપવા ભેગા થયા છે. મારો ગુનો હોય તો આ ગુનો છે.

'ન્યાય હવે તમારે આપવાનો છે.

## 'ધૂમકેતુ' ના નવલિકા સંગ્રહો

તણખા
મંડળ બીજું તણખા
મંડળ ત્રીજું તણખા
મંડળ ચોથું તણખા
આકાશદીપ
પ્રદીપ
અવશેષ
પરિશેષ
વનછાયા
પડછાયા
જલબિંદુ
મેઘબિંદુ
ત્રિભેટો
મલ્લિકા
અનામિકા

હવે પછી પ્રગટ થશે ... 'હું' કથનિકા